# વિષયાનુક્રમ


પૃષ્ઠ

૧. મૂળ પાઠ .... ... ... ... ૧

૨. સંસ્કૃત છાયા ... ... ... ... ૨

૩. વિવરણ ... ... ... ... ૩

૪. પ્રશ્નોત્તર ... ... ... ... ૩૯

૫. અર્થસંકલના ... ... ... ... ૪૫

૬. ટિપ્પણ ... ... ... ... ૪૬

૭. પ્રકીર્ણક ... ... ... ... ૬૩

(૧) લોગસ્સસૂત્રનાં પર્યાયવાચક નામો ... ... ... ૬૩

(૨) શ્રમણ તથા શ્રમણોપાસકની આવશ્યક આદિ ક્રિયામાં લોગસ્સસૂત્રનું સ્મરણ કયારે કયારે થાય છે ? ... ... ૬૪

(૩) આવશ્યક ક્રિયામાં લોગસ્સસૂત્રના સ્મરણ તથા પ્રકટ ઉચ્ચારણનું નિયતપણું દર્શાવતું કોષ્ટક ... ... ૬૫

(૪) ચૈત્યવંદનમાં તેમજ દેવવંદનના અધિકારોમાં લોગસ્સસૂત્રની વ્યવસ્થા ... ૬૬

(૫) પાંચ દંડક સૂત્રોમાં લોગસ્સસૂત્રનું સ્થાન ... ... . ૬૭

(૬) લોગસ્સસૂત્રનાં પદો, સંપદા તથા અક્ષરો ... ... ... ૬૭

(૭) ચતુર્વિંશતિ જિનસ્તવ-ભાવમંગલ ... ... .... ૬૮

(૮) કાયોત્સર્ગ આદિના સમયમાં લોગસ્સસૂત્રનું સ્મરણ ... ... ૬૮

(૯) પરિમાણ ... ... ... .. ૬૯

(૧૦) તુલનાત્મક વિચારણા ... ... ... ... ૬૯

(૧૧) અનુવાદ ... ... ... ... ૭૦

(૧૩) લોગસ્સસૂત્ર અંગે સાહિત્ય ... ... ... ... ૭૦

૮. તપ ઉપધાન-લોગસ્સસૂત્ર રૂપ શ્રુતજ્ઞાનના અધ્યયનની અનુજ્ઞા માટે વિનયોપધાનનો વિધિ ... ૭૨

૯. લોગસ્સ સૂત્રની દેહરચના ... ... .... ... ૭૪

૧૦. પંચપષ્ઠિ યન્ત્ર ગર્ભિત ચતુર્વિંશતિ જિનસ્તોત્રો તથા પંચપષ્ઠિ યન્ત્રો ... ૮૦

૧૧. પરિશિષ્ટ ... ... ... ... ૧૧૧

(૧) ચોવીસ તીર્થંકરોનાં નામ તથા માતાપિતાદિનો કોઠો ... ... ૧૧૧

(૨) દિગમ્બરાદિ સમ્પ્રદાયાનુસાર લોગસ્સ સૂત્રનો મૂળ પાઠ ... .... ૧૧૨

(૩) લોગસ્સ કલ્પ ... ... ... ... ૧૧૩

(૪) ફલાફલવિષયક પ્રશ્નપત્ર ... ... ... ... ૧૧૫




# પ્રકાશકીય નિવેદન

ઉભય સમય કરવામા આવતા ષડાવશ્યક પૈકી બીજુ આવશ્યક શ્રી ચતુર્વિશતિસ્તવ જૈન સમાજમા ' લોગસ્સ સૂત્ર 'ના નામથી પ્રસિદ્ધ છે

પ્રસ્તુત લોગસ્સ સૂત્રનો ષડાવશ્યકની ક્રિયામા (પ્રતિક્રમણમા) તો ઉપયોગ થાય જ છે, પરતુ તે ઉપરાત દેવવદન, પૌષધ, સામાયિક, કાયોત્સર્ગ વગેરે અનેક ક્રિયાઓમા પણ તેનો ઉપયોગ આવશ્યક મનાયો છે

લોગસ્સ સૂત્ર એ કોઈ સામાન્ય સૂત્ર નથી પણ અતિઅર્થગભીર સૂત્ર છે તેને જો શ્રુતજ્ઞાન, ચિન્તાજ્ઞાન અને ભાવના જ્ઞાનથી સુજ્ઞાત કરવામા આવે તો તે સમ્યક્ત્વની વિશુદ્ધિ કરવામા મહત્ત્વનુ કારણ જરૂર બને તેથી જ કહ્યુ છે કે —

चउवीसत्थएण भंते जीवे कि जणयइ ? चउवीसत्थएण दसण विसोहिं जणयइ '

હે ભગવત ! ચતુર્વિશતિ સ્તવથી જીવ શું પ્રાપ્ત કરે? ઉત્તરમા ભગવત જણાવે છે કે હે શિષ્ય ! ચતુર્વિશતિ સ્તવથી જીવ દર્શન વિશુદ્ધિના લાભને પ્રાપ્ત કરે છે અહીં દર્શન શબ્દથી સમ્યક્ત્વ ગ્રહણ કરવાનું છે

આવુ મહત્ત્વનુ લોગસ્સ સૂત્ર ગૂઢ રહસ્યોથી ભરપૂર છે પૂર્વાચાર્યોએ તથા પ્રાચીન મુનિવરોએ આની અર્થગભીરતાને લક્ષ્યમા લઈ તેનુ વિશદ વિવેચન પોતાના ગ્રન્થોમા કરેલ છે

આજથી લગભગ બે વર્ષો પૂર્વેની કોઈક સુભગ પળે **જૈનસાહિત્ય વિકાસ મંડળ**ના પ્રમુખ **શેઠશ્રી અમૃતલાલ કાલિદાસ દોશી**ના મનમા એવો વિચાર ઉદ્ભવ્યો કે લોગસ્સ સૂત્ર અગે જે કઈ સાહિત્ય ઉપલબ્ધ થાય તેનો સચય કરી વિધવિધ પાસાઓથી તેનુ અધ્યયન થઈ શકે તેવી રીતે એક સગ્રહાત્મક ગ્રંથ તૈયાર કરવો તેથી આ વિષયના અભ્યાસેચ્છુક અધ્યાત્માઓને તે ઘણો જ ઉપકારક નીવડે તેઓશ્રીની આ ઈચ્છાને ફળીભૂત કરવા માટે પ્રસ્તુત ગ્રન્થનુ લેખન શરૂ કરવાનુ વિચારાયુ અને તે માટે નીચે જણાવેલ પદ્ધતિ અમલમા મૂકવાનો નિર્ણય થયો

**૧. મૂળપાઠ :** આ અગે પ્રાપ્ત થતા સઘળા પાઠાતરો પાદનોધમા ટાકી અસ્ખલિત પાઠને મુખ્યતા આપવી

**૨. સંસ્કૃત છાયા :** પ્રાચીન ટીકાકારોએ જે રીતે મૂળ સૂત્રની સસ્કૃત છાયા કરી છે તે સસ્કૃત છાયા અહીં આપવી

૩. **વિવરણ :** લોગસ્સ સૂત્રના એકેક પદનો પ્રાચીન ગ્રંથકારોએ જે જે અર્થ કર્યો છે તે તે અર્થ ટાંકી સવિસ્તર વિવરણ કરવું અને પાદનોંધમાં તે તે અર્થોને જણાવતા પાઠો તથા તેના આધારસ્થાનો વિગત સાથે મૂકવા.

૪. **પ્રશ્નોત્તર :** લોગસ્સ સૂત્ર અંગે ઊઠતા પ્રશ્નો અને તેના શાસ્રીય ઉત્તરોનો પ્રમાણભૂત પાઠો સાથેનો 'પ્રશ્નોત્તર' નામનો એક વિભાગ કરવો.

૫. **અર્થસંકલના :** લોગસ્સ સૂત્રની એકેક ગાથાનો નિર્ણીત થયેલ સમુદાયાર્થ દર્શાવતો 'અર્થ સંકલના' નામનો વિભાગ કરવો.

૬. **ટિપ્પણ :** લોગસ્સ સૂત્રના તે તે પદોના અર્થના સ્પષ્ટીકરણમાં ઉપયોગી માહિતીઓ જ્યાંથી પ્રાપ્ત થાય ત્યાંથી લઈ 'ટિપ્પણ' વિભાગમાં ઉદ્ધૃત કરવી.

૭. **પ્રકીર્ણક :** લોગસ્સ સૂત્રનાં પર્યાયવાચક પ્રાકૃત સંસ્કૃત નામો, લોગસ્સ સૂત્રનું આવશ્યક આદિ ક્રિયામાં સ્મરણ કરવાના સ્થળો, આવશ્યક ક્રિયામાં લોગસ્સ સૂત્રના સ્મરણાદિનું નિયતપણું, લોગસ્સ સૂત્રનાં પદો સંપદા તથા અક્ષરો, અન્ય તુલનાત્મક દૃષ્ટિકોણથી તેની વિચારણા, લોગસ્સ સૂત્રનો નામોલ્લેખ કયા કયા આગમો તેમજ પ્રાચીન ગ્રન્થોમાં પ્રાપ્ત થાય છે—વગેરે સમસ્ત ઝીણવટભરી વિગતોને આવરી લેતો 'પ્રકીર્ણક' નામનો એક વિભાગ રાખવો.

૮. **તપ-ઉપધાન :** લોગસ્સ સૂત્રના અધ્યયનની અનુજ્ઞા માટે વિનયોપધાનની વિધિનું વિશદતાપૂર્વક આગમ પાઠ સાથે વિવેચન આમાં ટાંકવું.

૯. **લોગસ્સ સૂત્રની દેહરચના :** લોગસ્સસૂત્રમાં ગૂંથવામાં આવેલા વિવિધ છંદો, માત્રામેળ તથા અક્ષર મેળની વ્યવસ્થા, ગાથા બોલવાનો પ્રકાર, લોગસ્સની પ્રત્યેક ગાથાના અંશો, ચતુષ્કલો, ગણ વગેરે સર્વ વિગતને આવરી લેતી ઉત્થાપનિકા આદિ સર્વ હકીકત આ વિભાગમાં નોંધવી.

૧૦. **પંચષષ્ઠિયંત્રગર્ભિત ચતુર્વિંશતિ જિનસ્તોત્રો તથા યંત્રો :** અત્યાર સુધી બે કે ત્રણ જ પંચષષ્ઠિ યંત્રો કે સ્તોત્રો ઉપલબ્ધ થતાં હતાં તેને સ્થાને જેટલાં પંચષષ્ઠિ સ્તોત્રો તથા યંત્રો જ્યાંથી પ્રાપ્ત થાય ત્યાંથી મેળવી આ વિભાગમાં મૂકવાં, પંચષષ્ઠિ યંત્રનો મહાસર્વતોભદ્ર પ્રકાર દર્શાવવો, મહાસર્વતોભદ્ર પ્રકારાનુસાર પંચષષ્ઠિ યંત્રની ૭૨ પ્રકારે થતી રચના ચિત્રો દ્વારા દર્શાવવી તથા પંચષષ્ઠિ યંત્રના પૂજનની પ્રાચીન મુનિવરોએ દર્શાવેલ વિધિ વગેરે સર્વ હકીકત આ વિભાગમાં મૂકવી.

**૧૧. પરિશિષ્ટ :** લોગસ્સ સૂત્ર સાથે સબંધ ધરાવતી અવશિષ્ટ સર્વ વિગતો આમા મૂકવી જેવી કે–ચોવીસ તીર્થંકર ભગવંતોના માતા–પિતા, જન્મસ્થાન, લાંછન, શરીર પ્રમાણ, વર્ણ, આયુષ્ય વગેરે દર્શાવવુ, શ્વેતામ્બર મૂર્તિપૂજક સિવાયના જૈનસંપ્રદાયો લોગસ્સસૂત્રનો કેવા સ્વરૂપમા સ્વીકાર કરે છે તે, લોગસ્સસૂત્રનો મંત્રદૃષ્ટિએ વિગતપૂર્ણ વિચાર કરવામા ઉપયોગી લોગસ્સકલ્પ ટાંકવો, તથા ચોવીસ શ્રી તીર્થંકર ભગવંતોના નામ સાથે સબંધ ધરાવતી શકુનાવલિ વગેરે નાની મોટી સર્વ બાબતોનો આ વિભાગમા સમાવેશ કરવો આ રીતે ૧૧ વિભાગમા લોગસ્સના લખાણને વહેચી નાખવુ આતો થઈ લખાણની વાત આ સિવાય પ્રકાશનને ચિત્રોથી અલંકૃત કરવુ જેથી વાચકોને માટે તે આકર્ષક અને બોધદાયક થાય

આ બધા નિર્ણયો કર્યા બાદ જરૂરી ગ્રન્થોનું અધ્યયન કરવામા આવ્યું અને ત્યાર બાદ ગ્રન્થનુ નિર્ણીત પદ્ધતિ અનુસાર લેખન કાર્ય શરૂ થયું પૂરા બે વર્ષ આ કાર્ય પાછળ વ્યતીત થયા બાદ તે સમગ્ર લખાણને કંઈ પણ શાસ્ત્રવિરુદ્ધ તેમા ન આવી જાય તે માટે સર્વ પ્રથમ **પરમપૂજ્ય મુનિરાજ શ્રી વિક્રમવિજયજી મહારાજ (હાલ આચાર્ય શ્રી વિજય વિક્રમસૂરીશ્વરજી)** સમક્ષ મૂકવામા આવ્યુ તેમણે પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપી આ લખાણને સાદ્યન્ત તપાસ્યુ અને જ્યા જ્યા ક્ષતિઓ હતી તે તરફ અંગુલિનિર્દેશ કરતા અમે તેને અમારા લખાણમાથી દૂર કરી

ત્યાર બાદ **પરમપૂજ્ય પંન્યાસજી મહારાજ શ્રી ભદ્રંકરવિજયજી ગણિવર (આચાર્યદેવ શ્રીમદ્ વિજય રામચન્દ્રસૂરીશ્વરજી મહારાજના શિષ્યરત્ન)** તથા **પરમપૂજ્ય મુનિરાજ શ્રી તત્ત્વાનંદવિજયજી મહારાજ** સમક્ષ આ લખાણ સાદ્યન્ત રજૂ કર્યું તેઓશ્રીએ પણ સમગ્ર ગ્રન્થનું વાચન અને અધ્યયન કર્યું અને ગ્રન્થને અતીવ સુગમ તથા તર્કશુદ્ધ ભાષામય કરી દીધો તેમણે પણ કેટલાક જરૂરી પરિવર્તનો કરાવ્યા તથા પસીયતુ અને કિંતુ પદની વ્યાખ્યા સવિસ્તર અને વિશદ સ્વરૂપે દર્શાવી બાદ **પરમપૂજ્ય આચાર્ય ભગવંત શ્રીમદ્ વિજય રામચન્દ્ર સૂરીશ્વરજી મહારાજ** સમક્ષ આ ગ્રન્થ મૂકવામા આવતા તેઓશ્રીએ પણ પોતાના બહુમૂલ્ય સમયનો ભોગ આપી આ ગ્રન્થના કેટલાક પ્રકરણો વાચ્યા અને આવશ્યક સૂચનો કર્યા આમ સુવિહિતગીતાર્થ આચાર્યભગવંત આદિ પૂજ્ય મુનિવરોથી સંશુદ્ધ થયેલો આ ગ્રન્થ મુદ્રણાલયમા જવા યોગ્ય બન્યો

આ ગ્રન્થ મુદ્રણાલયમા ગયા પછી પણ શ્રેયાંસિ બહુવિઘ્નાનિ એ ન્યાયે અનેક વિઘ્નો આવતા જ ગયા, પરંતુ ઇષ્ટદેવની કૃપાથી એ સઘળા વિઘ્નો વટાવીને આ ગ્રન્થ આજે વાચકોના કરકમલમા મૂકવા અમે ભાગ્યશાળી બન્યા છીએ

આ ગ્રન્થને સર્વાંગ શુદ્ધ બનાવવામાં સક્રિય પ્રયત્ન કરનાર પરમોપકારી પરમપૂજ્ય ઉપર્યુક્ત આચાર્યદેવ આદિ સર્વે પૂજ્ય મુનિવરોના અમે અત્યંત ઉપકૃત છીએ. તેઓશ્રીનો આ રીતનો સક્રિય સહકાર ન હોત તો આ ગ્રન્થ આટલો સર્વાંગ શુદ્ધ તથા આદરણીય બન્યો ન હોત. આ ગ્રન્થના મુદ્રણને શક્ય તેટલું શુદ્ધ બનાવવામાં પોતાનો અમૂલ્ય ફાળો આપનાર તથા યોગ્ય સૂચના કરનાર **શ્રીયુત નવીનચન્દ્ર અંબાલાલ શાહ એમ. એ.**નો હું હૃદયપૂર્વક આભાર માનું છું.

તદુપરાંત પ્રસ્તુત પુસ્તકના મુદ્રણ કાર્યને શીઘ્રતાથી પુરું કરનાર **શ્રી સૂર્યકુમાર ગી. શાહ**નો હું આભારી છું.

આ ગ્રન્થના લેખન તથા પ્રકાશનમાં મતિવિપર્યાસથી તથા અન્ય કોઈ કારણથી શાસ્ત્ર વિરૂદ્ધ લખાણ થવા પામ્યું હોય તેની હું ક્ષમા માગું છું અને જે કંઈ મુદ્રણની અશુદ્ધિઓ રહી ગઈ હોય તેને સુધારીને વાંચવા વિનંતી કરું છું.

કાર્તિક સુદ ૫ રવિવાર, વિ. સં. ૨૦૫૨
તા. ૨૯-૧૦-૯૫
ઈર્લા, વીલેપારલે, મુંબઈ-૫૬ (A.S.)

લિ.
સુબોધચન્દ્ર નાનાલાલ શાહ
મંત્રી, જૈન સાહિત્ય વિકાસ મંડળ.

૧૧. પરિશિષ્ટ : લોગસ્સ સૂત્ર સાથે સબંધ ધરાવતી અવશિષ્ટ સર્વ વિગતો આમા મૂકવી જેવી કે—ચોવીસ તીર્થંકર ભગવંતોના માતા-પિતા, જન્મસ્થળ, લાંછન, શરીર પ્રમાણ વર્ણ, આયુષ્ય વગેરે દર્શાવવું, શ્વેતાંબર મૂર્તિપૂજક સિવાયના જૈનસંપ્રદાયો લોગસ્સસૂત્રને કેવા સ્વરૂપમા સ્વીકારે છે તે, લોગસ્સસૂત્રનો મંત્રર્ષિએ વિગતપૂર્ણ વિચાર કરવામા ઉપયોગી લોગસ્સ કલ્પ ટાંકવો, તથા ચોવીસ શ્રી તીર્થંકર ભગવંતોના નામ સાથે સંબંધ ધરાવતી શકુનાવલિ વગેરે નાની મોટી સર્વ બાબતોનો આ વિભાગમા સમાવેશ કરવો. આ રીતે ૧૧ વિભાગના લોગસ્સના વખાણને વહેચી નાખવુ આતો થઈ લખાણની વાત. આ સિવાય પ્રકાશનને ચિત્રોથી અલંકૃત કરવુ જેથી વાચકોને માટે તે આકર્ષક અને બોધદાયક થાય.

આ બધા નિર્ણયો કર્યાં બાદ જરૂરી ગ્રન્થોનું અધ્યયન કરવામા આવ્યું અને ત્યાર બાદ ગ્રન્થનું નિર્ણીત પદ્ધતિ અનુસાર લેખન કાર્ય શરૂ થયું. પૂરા બે વર્ષે આ કાર્ય પાછળ વ્યતીત થયા બાદ તે સમગ્ર વખાણને કંઈ પણ શાસ્ત્રવિરુદ્ધ તેમા ન આવી જાય તે માટે સર્વ પ્રથમ **પરમપૂજ્ય મુનિરાજ શ્રી વિક્રમવિજયજી મહારાજ (હાલ આચાર્ય શ્રી વિજય વિક્રમસૂરીશ્વરજી)** સમક્ષ મૂકવામા આવ્યુ. તેમણે પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપી આ લખાણને સાદ્યન્ત તપાસ્યુ અને જ્યા જ્યા ક્ષતિઓ હતી તે તરફ અંગુલિનિર્દેશ કરતા અમે તેને અમારા લખાણમાથી દૂર કરી.

ત્યાર બાદ **પરમપૂજ્ય પંન્યાસજી મહારાજ શ્રી ભદ્રંકરવિજયજી ગણિવર (આચાર્યદેવ શ્રીમદ્ વિજય રામચન્દ્રસૂરીશ્વરજી મહારાજના શિષ્યરત્ન)** તથા **પરમપૂજ્ય મુનિરાજ શ્રી તત્ત્વાનંદવિજયજી મહારાજ** સમક્ષ આ લખાણ આદ્યન્ત રજૂ કર્યું. તેઓશ્રીએ પણ સમગ્ર ગ્રન્થનું વાચન અને અધ્યયન કર્યું અને ગ્રન્થને અતીવ સુગમ તથા તર્કશુદ્ધ ભાવામય કરી દીધો. તેમણે પણ કેટલાક જરૂરી પરિવર્તનો કરાવ્યા તથા ગર્ભિત અને ક્લિષ્ટ પદની વ્યાખ્યા સવિસ્તર અને વિશદ સ્વરૂપે દર્શાવી. બાદ **પરમપૂજ્ય આચાર્ય ભગવંત શ્રીમદ્ વિજય રામચન્દ્રસૂરીશ્વરજી મહારાજ** સમક્ષ આ ગ્રન્થ મૂકવામા આવતા તેઓશ્રીએ પણ પોતાના બહુમૂલ્ય સમયનો ભોગ આપી આ ગ્રન્થના કેટલાક પ્રકરણો વાચ્યા અને આવશ્યક સૂચનો કર્યાં. આમ સુવિહિતગીતાર્થ આચાર્યભગવંત આદિ પૂજ્ય મુનિવરોથી સંશુદ્ધ થયેલો આ ગ્રન્થ મુદ્રણાલયમા જવા યોગ્ય બન્યો.

આ ગ્રન્થ મુદ્રણાલયમા ગયા પછી પણ શ્રેયાંસિ બહુવિઘ્નાનિ એ ન્યાયે અનેક વિઘ્નો આવતા જ ગયા, પરંતુ ઇષ્ટદેવની કૃપાથી એ સઘળા વિઘ્નો વટાવીને આ ગ્રન્થ આજે વાચકોના કરકમલમા મૂકવા અમે ભાગ્યશાળી બન્યા છીએ.

# આધારભૂત ગ્રન્થોની યાદી

[ પ્રથમ ગ્રન્થનું નામ આપેલ છે તેની સામે કર્તાનું નામ છે પછી તે ગ્રંથને પ્રકાશિત કરનાર સંસ્થાનું નામ તથા પ્રકાશન વર્ષ વિ સં (વિક્રમ સંવત્) વીર સં (વીર સંવત્) કે ઈ સ (ઇસ્વીસન)માં દર્શાવેલ છે ]


૧. અણુઓગદ્દાર સુત્ત વૃત્તિ — શ્રી મલધારી હેમચન્દ્ર સૂરિ
દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર સંસ્થા, સુરત — વિ સં ૧૯૭૨

૨. અરિહાણાઈ થુત્ત (નમસ્કાર સ્વાધ્યાય (પ્રાકૃત વિભાગ) અન્તર્ગત)
જૈન સાહિત્ય વિકાસ મંડળ, વીલેપારલે, મુંબઈ — વિ સં ૨૦૧૭

૩ આવસ્સય નિજ્જુત્તિ — શ્રી ભદ્રબાહુ સ્વામી
આગમોદય સમિતિ સુરત — વિ સં ૧૯૭૨-૭૩

૪ આવસ્સય હારિભદ્રીય ટીકા — શ્રી હરિભદ્ર સૂરિ
આગમોદય સમિતિ, સુરત — વિ સં ૧૯૭૨-૭૩

૫. આચાર દિનકર ભા ૨ — શ્રી વર્ધમાન સૂરિ
ખરતરગચ્છ ગ્રન્થમાલા — વિ સં ૧૯૭૯

૬. આચાર પ્રદીપ — શ્રી રત્નશેખર સૂરિ
દેવચંદ લાલભાઈ જૈન પુ સંસ્થા, સુરત — વિ સં ૧૯૮૩

૭. ઉત્તરજ્ઝયણ સુત્ત — શ્રી સુધર્માસ્વામી (ટીકા શ્રી શાન્ત્યાચાર્ય)
દેવચંદ લાલભાઈ જૈન પુ સંસ્થા સુરત

૮ કોષ્ઠક ચિન્તામણિ (ફોટોસ્ટેટિક કોપી) — શ્રી શીલસિંહ વાચનાચાર્ય
જૈન સાહિત્ય વિકાસ મંડળ, વીલેપારલે મુંબઈ

૯ ગુર્જર સાહિત્ય સંગ્રહ ભા ૨ — શ્રી યશોવિજયજી ઉપાધ્યાય
બાલચંદ ગોપાલજી મુંબઈ — વિ સં ૧૯૯૪

૧૦ ચઉસરણ પઇણ્ણય — શ્રી શ્રુત સ્થવિર
આગમોદય સમિતિ, સુરત — વિ સં ૧૯૮૩

૧૧ ચેઇયવંદણ મહાભાસ — શ્રી શાન્તિસૂરિ
શ્રી આત્માનંદ જૈન સભા, ભાવનગર — વિ સં ૧૯૭૭

૧૨ ચતુર્વિંશતિ સન્ધાન — જગન્નાથ કવિ
ગાંધી નાથારંગજી સોલાપુર — વિ સં ૧૯૮૫

૧૩ જિન સહસ્ર નામ — પંડિત આશાધર (ટીકા શ્રુતસાગર સૂરિ)
ભારતીય જ્ઞાનપીઠ કાશી — વિ સં ૨૦૧૦

૨૮. યોગશાસ્ત્ર સ્વોપજ્ઞવિવરણ — શ્રી હેમચન્દ્રસૂરિ
જૈનધર્મ પ્રસારક સભા, ભાવનગર — વિ સં ૧૯૮૨

૨૯. લલિત વિસ્તરા — શ્રી હરિભદ્રસૂરિ
ઋષભદેવજી કેસરીમલજી શ્વે. સંસ્થા, રતલામ — વિ સં. ૧૯૯૦

૩૦. વીતરાગ સ્તોત્ર — શ્રી હેમચન્દ્રસૂરિ
કમલસૂરીશ્વર જૈન ગ્રંથમાલા પાટણ — વિ. સં ૧૯૯૮

૩૧. વંદારુ વૃત્તિ — શ્રી દેવેન્દ્રસૂરિ
ઋષભદેવજી કેસરીમલજી શ્વે. સંસ્થા, રતલામ — વિ સં ૧૯૮૫

૩૨. શાસ્ત્રવાર્તાસમુચ્ચય — શ્રી હરિભદ્રસૂરિ (ટીકા શ્રી યશોવિજયજી ઉપાધ્યાય)
દેવચંદ લાલભાઈ જૈ. પુ. સંસ્થા, સુરત — વિ સં ૧૯૭૦

૩૩ સમવાયાંગ સૂત્ર — શ્રી સુધર્માસ્વામી
આગમોદયસમિતિ, સુરત — વિ સં ૧૯૭૪

૩૪ હીરવિજયસૂરિ રાસ (આનંદ કાવ્ય મહોદધિ, મૌક્તિક ૫ અન્તર્ગત) — શ્રી ઋષભદાસ કવિ
દેવચંદ લાલભાઈ જૈ. પુ. સંસ્થા, સુરત — વિ સં ૧૯૭૨


## શબ્દ-કોષો


૩૫. આપ્ટે ડીક્ષનેરી — વી. એસ. આપ્ટે
પ્રસાદ પ્રકાશન પૂના — ઈ. સ. ૧૯૫૭

૩૬ શબ્દરત્ન પ્રદીપ — સંપા—હરિપ્રસાદ શાસ્ત્રી
રાજસ્થાન પુરાતત્ત્વાન્વેષણ મન્દિર જયપુર — વિ સં ૨૦૧૩


## ત્રૈમાસિકો-પાક્ષિકો


૩૭ જૈનસાહિત્ય સંશોધક — ખંડ ૩, અંક ૨ જો (ત્રૈમાસિક)

૩૮ શ્રી સિદ્ધચક્ર — વર્ષ ૧, અંક ૯ (પાક્ષિક)




# સંકેત – સૂચિ

| | |
|---|---|
| આ૦ હા૦ ટી૦ | આવસ્સય સુત્તની હારિભદ્રીય ટીકા |
| આ૦ દિ૦ | આચાર દિનકર |
| આ૦ ડી૦ | આપ્ટે ડીક્ષનેરી |
| આ૦ નિ. | આવસ્સય નિજ્જુત્તિ |
| ગા૦ | ગાથા |
| ચે૦ વં૦ મ૦ ભા૦ | ચેઇયવંદણ મહાભાસ |
| ટી૦ | ટીકા |
| દે૦ ભા૦ | દેવવંદન ભાષ્ય |
| ધ૦ સં૦ | ધર્મસંગ્રહ |
| પ૦ | પત્ર |
| પૃ૦ | પૃષ્ઠ |
| યો૦ શા૦ સ્વો૦ વિ૦ | યોગશાસ્ત્ર સ્વોપજ્ઞ વિવરણ |
| લ૦ વિ૦ | લલિતવિસ્તરા |
| વં૦ વૃ૦ | વંદારુવૃત્તિ |
| વો૦ | વોલ્યુમ |

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ પાઠ | શુદ્ધ પાઠ |
|---|---|---|---|
| ૩ | ૮ | આ્ગો છે | આવ્યો છે |
| ૪ | ૧૨ | ભાવે ધોતનો | ભાવોદ્દોતનો |
| ૪ | ૨૦ | લોલપ્રકાશક | લોકપ્રકાશક |
| ૫ | ૫ | સિદ્ધ થાય છે | સિદ્ધ થાય છે આ પદો વડે શ્રી તીર્થંકર ભગવંતનો વચનાતિશય કહેવામાં આવ્યો છે |
| ૬ | ૩ | कर | यर |
| ૮ | ૬ | [ कीर्तविष्ये ] | [ कीर्तयिष्ये ] |
| ૮ | ૧૪ | क्तिदृस्स | कित्तइस्सं |
| ૧૧ | ૨૪ | वेवग्गप्प | वेवक्कप्प |
| ૧૨ | ૨૭ | हुनि नो | हुनि तो |
| ૧૩ | ૮ | सुमदृच | सुमइंच |
| ૧૩ | ૧૦ | वदे | वंदे |
| ૧૩ | ૧૪ | वन्दामि | वन्दामि |
| ૧૪ | ૭ | पुप्फदन्तं | पुप्फदंतं |
| ૧૬ | ૨૫ | पुप्पवन्ता | पुप्पवन्ता |
| ૧૬ | ૨૬ | प्रकरेण | प्रकारेण |
| ૧૭ | ૧૦ | वि धूतरजोमला | विधूत |
| ૧૮ | ૩ | प्रहीण | प्रक्षीण |
| ૧૮ | ૪ | प्रहीण | प्रक्षीणे |
| ૧૮ | ૪ | प्रहीणजरामरणा | प्रक्षीणजरामरणा |
| ૧૮ | ૨૦ | મન પાયર | મન પર્યાય |
| ૨૪ | ૧ | ગાકે છે | ટાંકે છે |
| ૨૪ | ૧૨ | અધમા | અર્થમાં |
| ૨૭ | ૬ | જોગને અર્થ | જોડીને |
| ૩૮ | ૨૩ | ॥ ૬૮૩ ॥ | ॥ ૬૩૮ ॥ |
| ૪૦ | ૨૨ | सहस्सनविरं | सहस्सचिरं |
| ૪૩ | ૧૮ | આ ચાય શ્રી | આચાર્ય |
| ૪૬ | ૧૪ | અ કશ | આકાશ |
| ૪૬ | ૧૪ | ( અકાશ નિકાય ) | ( આકાશ નિકાય ) |
| ૪૮ | ૧૫ | અપ્પયમ યા | અપ્પવમાયો |
| ૫૧ | ૨૯ | अभिधानमिवरी सल्यस्सव | अभिधानमिवरी सलहराण |
| ૫૮ | ૨ | વધમાન | વર્ધમાન |

# ઉપોદ્‌ઘાત

**૧. જ્ઞાનનાં વર્ગીકરણો :** જૈન દર્શન પ્રમાણે ‘ જ્ઞાન ’ એ આત્માના અનેક મૌલિક અને સ્થાયી ગુણો પૈકી એક છે એને લઈને તો સૂક્ષ્મ નિગોદના જીવો પણ જ્ઞાનથી સર્વથા રહિત નથી–તેમનામાં નહિ જેવું પણ જ્ઞાન છે જ. સંસારી મટીને સિદ્ધ થયેલી વ્યક્તિ આત્માની ઉચ્ચતમ દશામાં સંપૂર્ણ જ્ઞાન ધરાવે છે

જ્ઞાનના વિવિધ દૃષ્ટિ બિન્દુ અનુસાર જાતજાતના પ્રકારો પડાય છે જેમકે સકલ યાને સંપૂર્ણ અને વિકલ યાને અપૂર્ણ. કેવલજ્ઞાન કિંવા સર્વજ્ઞતા એ ‘ સકલ ’ જ્ઞાન છે જ્યારે છદ્મસ્થનું જ્ઞાન ‘ વિકલ ’ છે વિકલ જ્ઞાનના તરતમતાની અપેક્ષાએ અગણિત ઉપપ્રકારો છે. સકલજ્ઞાન તો એક જ પ્રકારનું છે.

જ્ઞાનના યથાર્થ અને અયથાર્થ એમ પણ બે પ્રકારો પડે છે. સમ્યગ્દર્શનપૂર્વકનું જ્ઞાન તે ‘ યથાર્થ ’ છે–સમ્યગ્જ્ઞાન છે, જ્યારે સમ્યક્ત્વ વિનાનું–મિથ્યાત્વથી લિપ્તજ્ઞાન તે અયથાર્થ છે–મિથ્યાજ્ઞાન છે–અજ્ઞાન છે આ વર્ગીકરણ અધ્યાત્મશાસ્ત્રની અપેક્ષાએ સમજવાનું છે

જ્ઞાનના સાધનો વિચારતાં એના બે પ્રકાર સૂચવાય છે. (૧) પ્રત્યક્ષ અને (૨) પરોક્ષ આત્માનું ઇન્દ્રિયો અને મનની મદદ વિનાનું જ્ઞાન તે ‘ પ્રત્યક્ષ ’ છે. એમાં આત્મા જ આત્માનું સાધન છે, જ્યારે એ સિવાયનું જ્ઞાન કે જેની પ્રાપ્તિમાં ઇન્દ્રિયો અને મનની સહાય લેવાય છે તે ‘ પરોક્ષ ’ છે પ્રત્યક્ષ જ્ઞાનના અવધિ, મનઃપર્યાય કિંવા મનઃપર્યવ અને કેવલ એમ ત્રણ ભેદ છે, જ્યારે પરોક્ષ જ્ઞાનના મતિ અને શ્રુત એમ બે ભેદ છે.

**૨. શ્રુતજ્ઞાનના ભેદો અને ઉપભેદો :** શ્રુતજ્ઞાન. મતિજ્ઞાનપૂર્વક હોય છે. એના વિષયો મતિજ્ઞાનની જેમ કેવળ વર્તમાન નથી. એ તો અતીત અને અનાગત વિષયોમાં પણ પ્રવૃત્ત થાય છે એમાં ‘ શબ્દોલ્લેખ ’ છે, જ્યારે મતિજ્ઞાનમાં એ નથી. શ્રુતજ્ઞાન એટલું બધું પરિપક્વ હોય છે કે એ બીજામાં ઉતારી શકાય છે, જ્યારે મતિજ્ઞાનમાં એવું પરિપક્વ નહિ હોવાથી એને બીજામાં ઉતારાય તેમ નથી. શ્રુતજ્ઞાન એ મતિજ્ઞાન રૂપ દૂધની બનેલી ખીર છે.

જ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમથી કેવલજ્ઞાન સિવાયનાં ચાર જ્ઞાન ઉદ્ભવે છે, જ્યારે આ કર્મના આત્યન્તિક ક્ષયથી કેવલજ્ઞાન પ્રકટે છે

**૩. આગમના ૭ વિભાગો :** અનુયોગ નામના મૂલસૂત્ર (મૂળસૂત્ર)ના ૭ વિભાગો પડાય છે

૧ [illegible]

(૧) સામાઇય (સામાયિક), (૨) ચઉવીસત્થય (ચતુર્વિંશતિસ્તવ), (૩) વંદણય (વંદનક), (૪) પડિક્કમણ (પ્રતિક્રમણ), (૫) કાઉસ્સગ્ગ (કાયોત્સર્ગ) અને (૬) પચ્ચક્ખાણ (પ્રત્યાખ્યાન).

આ સમગ્ર નિરૂપણ નીચે મુજબ દર્શાવી શકાય :—




આ ઉપરથી જોઈ શકાશે કે 'ચઉવીસત્થય' એ અંગ બાહ્યના એક પ્રકાર રૂપ આવસ્સયનો એક પ્રકાર છે.

**૪. આવસ્સય તરીકે એ છના સમુદાયનો નિર્દેશ :** અહીં એ ઉમેરીશ કે આવસ્સયના છ વિભાગ તરીકે એ વિભાગોનાં પાઇય (પ્રાકૃત) નામો અણુઓગદ્દાર (સુત્ત ૫૯)માં જોવાય છે.[૧] અહીં આ પ્રત્યેક વિભાગને 'અજ્ઝયણ' (અધ્યયન) કહેલ છે.[૨]

**૫. આવસ્સયના છ વિભાગોનો એકેક સ્વતંત્ર ગ્રંથ તરીકે ઉલ્લેખ :** ઉપર્યુક્ત છ વિભાગોનાં સંસ્કૃત નામો વિદ્યાવારિધિ ઉમાસ્વાતિએ રચેલા તત્ત્વાર્થાધિગમસૂત્ર (અ. ૧, સૂ. ૨૦)ના સ્વોપજ્ઞ ભાષ્ય (પૃ. ૯૦)માં

---

૧. નંદી (સુત્ત ૪૪)માં પણ આ હકીકત છે.

૨. આવસ્સયસ્સ एसो, पिंडत्थो वण्णिओ समासेणं ।
एत्तो एक्केकं पुण अज्झयणं कित्तइस्सामि ॥ ''
—સુત્ત ૫૯ ગત ગાથા

અગબાહ્યના અનેક પ્રકારો સૂચવતી વેળા દર્શાવાયા છે અહીં વદનક ને બદલે વદનનો ઉલ્લેખ છે આ સસ્કૃત નામોની રજૂઆત એવી રીતે કરાઈ છે કે જાણે છ વિભાગો ભિન્ન ભિન્ન સ્વતત્ર ગ્રથો હોય અહીં એ છના સમુદાય તરીકે આવશ્યકનો ઉલ્લેખ નથી સિદ્ધસેનગણિએ તત્ત્વાર્થસૂત્રની ભાષ્યાનુસારિણી ટીકા (પૃ ૯૦)મા સામાયિકથી માડીને પ્રત્યાખ્યાનનો એકેક અધ્યયન તરીકે નિર્દેશ કર્યો છે એમણે પણ આ છને આવશ્યકના વિભાગો હોવાનું કહ્યુ નથી આવસ્સયની નિજ્જુત્તિ (ગા ૮૪)મા આવસ્સયનો ઉલ્લેખ છે તેમ જ એ નિજ્જુત્તિમા ઉપર્યુક્ત સામાઇય વગેરે છયે વિભાગોની નિજ્જુત્તિ છે આ વિચારતા છયેના સમુદાયને 'આવસ્સય' (આવશ્યક) નામ આ નિજ્જુત્તિના રચના સમયે તો અપાઇ જ ગયુ હતું

**૬. આગમોમાં આવસ્સયનુ દ્વિવિધ સ્થાન :** જૈન આગમોને (૧) અગ (૨) ઉપાગ, (૩) છેદ, (૪) મૂલ, (૫) પ્રકીર્ણક, અને (૬) ચૂલિકા એમ છ વર્ગમા વિભક્ત કરાય છે મૂલ એ મૂલસૂત્રનુ સક્ષિપ્ત રૂપ છે મંદિરમાર્ગી શ્વેતામ્બરો મૂલસૂત્રો એ રીતે નીચે મુજબ ગણાવે છે –

[અ] (૧) આવસ્સય (આવશ્યક), (૨) ઉત્તરજ્ઝયણ (ઉત્તરાધ્યયન), (૩) દસવેયાલિય (દશવૈકાલિક) અને (૪) પિંડનિજ્જુત્તિ (પિંડનિર્યુક્તિ)

[આ] (૧) આવસ્સય, (૨) ઉત્તરજ્ઝયણ, (૩) દસવેયાલિય અને (૪) ઓહનિજ્જુત્તિ (ઓઘ નિર્યુકિત)

આ બન્ને ગણનામા આવસ્સયને તો સ્થાન છે જ. એ મૂલ સૂત્રો પૈકી એક છે એની રચના સૌથી પ્રથમ કરાયેલી છે એમ શ્રમણ ભગવાન મહાવીરસ્વામીનો 'સપ્રતિક્રમણ ધર્મ' વિચારતા ભાસે છે ઉત્તરજ્ઝયણ એના પછી રચાયુ છે ત્યાર બાદ શય્યભવસૂરિએ વીર સવત્ ૭૨ મા દસવેયાલિય રચ્યુ છે વીર સવત્ ૧૭૦ મા સ્વર્ગે સચરેલા શ્રુતકેવલી ભદ્રબાહુસ્વામીએ પિડનિજ્જુત્તિ અને ઓહનિજ્જુત્તિ રચ્યાનુ મનાય છે

આમ ચઉવીસત્થય એ 'મૂલસૂત્ર' તરીકે આદ્યસ્થાન ભોગવનારા આવસ્સયનો એક અશ કે અગપ્રવિષ્ટ શ્રુતથી આયાર (આચાર)થી માડીને દિટ્ઠિવાય (દૃષ્ટિવાદ) સુધીના બાર અગો અભિપ્રેત છે

આવસ્સય એ 'અગબાહ્ય' શ્રુત છે આવસ્સયનુ અને એથી એના એક અશરૂપ ચઉવીસત્થયનુ પણ જૈન સમાજમા ઘણું મહત્ત્વનુ સ્થાન છે

**૭. ચઉવીસત્થયની પાંચ દંડકમા ગણના :** ચેઈયવદણભાસ (ગા ૪૧)મા દેવેન્દ્રસૂરિએ પાચ દડ(ક) ગણાવેલ છે ૧ સક્કત્થય (શક્રસ્તવ), ૨ ચેઇયત્થય (ચૈત્યસ્તવ), ૩ નામત્થય (નામસ્તવ), ૪ સુયત્થય (શ્રુતસ્તવ) અને ૫ સિદ્ધત્થય (સિદ્ધસ્તવ)

નામત્થય એ ચઉવીસત્થયનુ એક અપર નામ છે

**૮. નામો અને એનો કાલક્રમ :** ચઉવીસત્થયમાં એના પ્રણેતાએ આ કૃતિનું નામ દર્શાવ્યું નથી. એથી કાલાંતરે એનાં નામો પ્રાકૃત અને સંસ્કૃતમાં યોજાયાં છે. પ્રાકૃત તેમજ સંસ્કૃત નામોની કાલક્રમાનુસાર સૂચિ પ્રસ્તુત પુસ્તક (પૃષ્ઠ ૬૩)માં 'લોગસ્સ સૂત્રનાં પર્યાયવાચક નામો" એ શીર્ષક દ્વારા તેનાં આધારસ્થાનો પૂર્વક આપવામાં આવી છે. તદુપરાંત પ્રસ્તુત કૃતિનો પ્રારંભ 'લોગસ્સ' પદથી થતો હોવાથી એનું 'લોગસ્સ' નામ પણ યોજાયું છે. આ નામ અણુઓગદ્દાર (સુત્ત ૧૩૧)માં જે આયાણપય (આદાનપદ)નાં વિવિધ ઉદાહરણો અપાયાં છે તેનું સ્મરણ કરાવે છે.

**૯. નામોની અન્વર્થતા :** સામાન્ય રીતે નામ એના વિષયને અનુરૂપ હોવું જોઈએ. એ દૃષ્ટિએ લોગસ્સના પર્યાયવાચક નામો પૈકી કયાં કયાં કેટલે અંશે ગુણનિષ્પન્ન છે તે આપણે વિચારીશું.

'લોગસ્સ' સિવાયનાં નામ ગુણનિષ્પન્ન છે. ચઉવીસત્થય, ચઉવીસત્થવ, ચઉવીસઈત્થય, ચતુર્વિંશતિસ્તવ એ નામનો અર્થ એક જ છે અને તે ચોવીસનો સ્તવ યાને એમનું ગુણોત્કીર્તન છે. આ નામો પ્રસ્તુત કૃતિના વિષયનું અંશતઃ દ્યોતન કરે છે, કેમકે ચોવીસથી શું સમજવું તે જાણવું બાકી રહે છે, એ દૃષ્ટિએ 'ચઉવીસજિણત્થય' અને 'ચતુર્વિંશતિ જિનસ્તવ' એ નામો વિશેષતઃ ગ્રાહ્ય ગણાય, કેમકે 'ચોવીસ'થી ચોવીસ જિન સમજવાની વાત સ્પષ્ટપણે આ નામમાં દર્શાવાઇ છે. તેમ છતાં અહીં પણ 'જિન'થી શો અર્થ અભિપ્રેત છે એ પ્રશ્ન તો ઉપસ્થિત થાય જ છે, કેમકે 'જિન'ના નીચે મુજબ વિવિધ અર્થો કરાય છે.

વિષ્ણુ, બુદ્ધ, ચતુર્દશપૂર્વધર યાને શ્રુતકેવલી, જિનકલ્પીમુનિ, અવધિજ્ઞાની, મનઃપર્યવજ્ઞાની છદ્મસ્થ વીતરાગ, સર્વજ્ઞ અને તીર્થંકર. વિષ્ણુના ચોવીસ અવતારો મનાય છે. એ વિષ્ણુ અત્રે અભિપ્રેત નથી. બુદ્ધ ચોવીસ થયા હોય એમ જણાતું નથી એટલે એ અર્થ પણ અત્ર પ્રસ્તુત નથી. પ્રસ્તુત કૃતિનું આદ્ય પદ્ય વિચારતાં મુખ્યતયા ઋષભદેવાદિ ચોવીસ તીર્થંકરો, એવો જિનનો અર્થ અહીં સુસંગત છે.

'ઉજ્જોઅ' એટલે ઉદ્દ્યોત.

'ઉજ્જોઅગર' એટલે ઉદ્દ્યોત કરનાર.

'નામથય' અને 'નામસ્તવ' એ બે નામો 'નામજિણત્થય' જેટલા પરિપૂર્ણ નથી.

નામજિણત્થયનો અર્થ નામ-જિનોની સ્તવના છે. જિનના 'નામ-જિન', 'સ્થાપના-જિન', 'દ્રવ્યજિન' અને 'ભાવ-જિન' એમ ચાર પ્રકારો છે. એ પૈકી 'નામ-જિન' એક પ્રકાર છે.

સમભાવભાવી હરિભદ્રસૂરિએ આવસ્સયની શિષ્યહિતા નામની ટીકા (પત્ર ૪૯૧આ)માં 'ચઉવીસઇત્થય' નામ દર્શાવ્યું છે.

૧૦. ભાષા : પ્રાકૃતના નીચે મુજબ છ પ્રકારો ગણાવાય છે :–

૧. મરહટ્ઠી, (માહારાષ્ટ્રી) ૨. સોરસેણી (શૌરસેની), ૩. માગહી (માગધી), ૪. પેસાઈ (પૈશાચી), ૫. ચૂલિયા પેસાઈ (ચૂલિકા પૈશાચી), ૬. અવબ્ભંસ (અપભ્રંશ)[1]

અદ્ધમાગહી (અર્ધમાગધી) એ પણ એક પ્રકારની પ્રાકૃત ભાષા છે એને 'આર્ષ' પ્રાકૃત કહે છે. આયારનો પ્રથમ સુયક્ખંધ (શ્રુતસ્કંધ), સૂયગડ અને ઉત્તરજ્ઝયણ જેવા પ્રાચીન આગમોની ભાષા અદ્ધમાગહી છે. ચઉવીસત્થય પણ ઘણી પ્રાચીન કૃતિ છે. એટલે એની ભાષા પણ અદ્ધમાગહી ગણાય જો કે આજે જે સ્વરૂપમાં આ કૃતિ મળે છે તેની ભાષા તો મરહટ્ઠી અને સોરસેણીથી પ્રભાવિત થયેલી છે.[2]

૧૧. વ્યાકરણવિચાર : આ કૃતિની કેટલીક બાબતો વ્યાકરણ દૃષ્ટિએ વિચારીશું.

**વિશિષ્ટ પ્રયોગો**—कित्तइस्सं, चि, सीअल, सिज्जंस, चंदेसु અને आइच्चेसु પ્રયોગો નોંધપાત્ર છે 'कित्तइस्सं' એવું કિત્ નુ ભવિષ્યકાળના પ્રથમ પુરુષના એકવચનનું રૂપ ખાસ પ્રચલિત નથી. સામાન્ય રીતે તો कित्तिस्सं રૂપ થાય[3] એટલે પ્રસ્તુત રૂપ આર્ષ પ્રયોગને આભારી છે 'चि'નો અત્ર વિશિષ્ટ અર્થ સૂચવવા પ્રયોગ કરાયો છે सीअल અને सिज्जंस એ દ્વિતીયા વિભક્તિમાં વપરાયા છે તેમ છતાં એ વિભક્તિના પ્રત્યયથી રહિત છે. જો सीअल-सिज्जंस वासुपुज्ज સમાસ હોય તો એકવચનમા પ્રયોગ કેમ ? એ પ્રશ્ન વિચારાવો જોઈએ

चंदेसु અને आइच्चेसु એ બન્ને સાતમી વિભક્તિનાં બહુવચનાં રૂપો છે. એ પંચમીના અર્થમાં વપરાયા છે

**સંધિ**—लोगस्स + उज्जोअगरे = लोगस्सुज्जोअगरे, (પાઠાંતર) वंदामि + अरिट्ठनेमिं = वंदामि रिट्ठनेमिं, जे + एए = जए.

**સમાસો**—આ કૃતિમા નિમ્નલિખિત સમાસો છે

धम्मतित्थयरे, नमिजिणं, विहुयरयमला, पहीणजरमरणा, जिणवरा, कित्तियवंदियमहिया, आरुग्गबोहिलाभं, समाहिवर અને सागरवरगंभीरा

1 પાલિ ભાષા એ પણ એક પ્રકારની 'પ્રાકૃત' ભાષા છે. એ બીજી બધી પ્રાકૃત ભાષાઓ કરતા સસ્કૃતની વધારે નિકટ છે

2 દેસિય (સ દેશ્ય) તરીકે નિર્દેશાતો એક પણ શબ્દ પ્રસ્તુત કૃતિમાં નથી

3 આ અંગેની વિશિષ્ટ વિગત માટે જુઓ પ્રસ્તુત પુસ્તકનુ પૃષ્ઠ ૯

**અધિકતા વાચક પ્રત્યય—**

નિમ્મલયરા માં 'યર' એ વિશેષણને લગાડાતો અધિકતા વાચક પ્રત્યય છે.

**આત્મનેપદ—**

સામાન્ય રીતે પ્રાકૃત ધાતુઓને પરસ્મૈપદી ગણી તેનાં રૂપો અપાય છે. અહીં વંદે એવું વન્દનું આત્મનેપદ અંગેનું રૂપ બીજા પદ્યમાં બે વાર અને ચોથા પદ્યમાં એક વાર જોવા મળે છે. સાથે સાથે ચોથા પદ્યમાં વંદામિ રૂપ પણ વપરાયું છે. એવી રીતે એક જ અર્થમાં મમ અને મે એમ બે રૂપો વપરાયાં છે.

**૧૨. જૈનો દ્વારા સ્વીકાર :** મહાવીરસ્વામીના નિર્વાણ બાદ જૈનો ત્રણ વર્ગમાં વહેંચાઈ ગયા. (૧) શ્વેતામ્બર, (૨) યાપનીય અને (૩) દિગંબર (બોટિક). 'યાપનીય' તરીકે ઓળખાવાતો વર્ગ આજે વિદ્યમાન નથી. તેમ જ એ વર્ગે રચેલું સમગ્ર સાહિત્ય ઉપલબ્ધ નથી. આથી તો અહીં તો શ્વેતાંબર[1] અને દિગંબર[2] એ બેનો જ વિચાર કરવાનો રહે છે. શ્વેતાંબરોમાં મૂર્તિપૂજક યાને મંદિરમાર્ગી, સ્થાનકવાસી[3] અને તેરાપંથી[4] એમ ત્રણ સંપ્રદાયો છે. દિગંબરોમાં પણ મૂર્તિપૂજક ઇત્યાદિ સંપ્રદાયો[5] છે.

આ બધા જ સંપ્રદાયો અર્થાત્ સમસ્ત જૈનોને 'ચઉવીસત્થય' સુત્ત (સૂત્ર) અર્થ-દૃષ્ટિએ જ નહિ પરન્તુ મોટે ભાગે શબ્દરૂપે પણ માન્ય છે—આદરણીય છે.

**૧૩. પાઠભેદ :** કોઈ કોઈ સ્થળે પ્રાકૃતના એકને બદલે અન્ય પ્રકારને સ્થાન અપાયું છે, એ પૂરતા ભાષાભેદ ઉપરાંત કેટલાક વિશિષ્ટ પાઠભેદો શ્વેતાંબરો અને દિગંબરોની ઉપલબ્ધ કૃતિઓમાં જોવાય[6] છે. એ નીચે મુજબ છે :—

| શ્વે. પદ્યાંક | શ્વેતાંબરીય પાઠ | દિગંબરીય પાઠ | દિ૦ પદ્યાંક |
|---|---|---|---|
| ૧ | लोगस्सउज्जोअगरे | लोयस्सुज्जोययरे | ૨ |
| ૧ | धम्मतित्थयरे जिणे | धम्मं तित्थंकरे जिणे वंदे | ૨ |
| ૧ | कित्तइस्सं | कित्तिस्से | ૨ |
| ૧ | वि केवली | चेव केवलिणो | ૨ |

૧–૨ શ્વેતાંબરોના મતે દિગંબર સમ્પ્રદાય ઈ. સ. ૮૩ માં ઉદ્ભવ્યો, જ્યારે દિગંબરોના મતે શ્વેતાંબરોની ઉત્પત્તિ ઈ. સ. ૮૦ માં થઈ. દેવસેને દંસણસારમાં કહ્યું છે કે વિ. સં. ૨૦૫ માં 'યાપનીય' સંપ્રદાય ઉત્પન્ન થયો.

૩–૪ ઈ. સ. ૧૬૫૩ માં 'સ્થાનકવાસી' સંપ્રદાય અને ઈ. સ. ૧૭૬૦ માં 'તેરાપંથી' સંપ્રદાય ઉત્પન્ન થયા.

૫ બીસપંથી, તેરાપંથી, સામાઈયપંથી, ગુમાનપંથી અને તોતાપંથી.

જુઓ EPITOME OF JAINISM CPP 653–654.

૬ શ્વેતાંબરોના બધા જ સંપ્રદાયોમાં પાઠ પરત્વે કશો મતભેદ જાણવામાં નથી.

| શ્વે પદ્યાંક | શ્વેતાંબરીય પાઠ | દિગંબરીય પાઠ | દિ પદ્યાંક |
|---|---|---|---|
| ૩ | पुप्फन्त | पुप्फयत | ૪ |
| ૩ | सिज्जस | सेयस | ૪ |
| ૪ | अर च मल्लि नमिजिण च | च जिणवरिं अरन मल्लि च सुव्वयं च णमि | ૫ |
| ૪ | रिट्ठनेमि | अरिट्ठनेमि | ૫ |
| ૪ | पास तह वद्धमाण च | तह पास वड्ढमाण | ૫ |
| ૫ | एन | एव | ૬ |
| ૫ | अभिथुआ | अभि थुया | ૬ |
| ૫ | जे ए लोगस्स उत्तमा | एदे लोगोत्तमा जिणा | ૭ |
| ૬ | आरुग्ग बोहिलाभ | आरोग्गणाण लाह | ૭ |
| ૬ | समाहिवरमुत्तम दितु | दितु समाहिं च मे बोहिं | |
| ૭ | चदेसु निम्मलयरा | चदेहिं णिम्मलयरा | ૮ |
| ૭ | आइच्चेसु पयासयरा | आइच्चेहि अहिय पहाना | ૮ |
| ૭ | सागरवर | सायरमिव | ૮ |

**૧૪ છંદ :** ચઉવીસત્થય એ પદ્યાત્મક રચના છે પદ્યનો છંદ સામાન્ય રીતે અક્ષરમેળ કે માત્રામેળ હોય આ કૃતિનુ પ્રથમ પદ્ય અક્ષરમેળ છંદમા-સિલોગમા છે જ્યારે બાકીના છ યે પદ્યો માત્રામેળમા-ગાહામા છે ગાહાના વિવિધ પ્રકારો પૈકી, પાચ પ્રકારો પદ્ય ૨ થી ૭ મા જોવાય છે કેમકે ત્રીજા અને છઠ્ઠા પદ્યો એક જ પ્રકારના છંદમા રચાયેલા છે એ છ પદ્યના છંદોના નામ અનુક્રમે નીચે મુજબ છે —

હંસી, લક્ષ્મી, માધવી, જાહ્નવી, લક્ષ્મી અને વિદ્યુત[1]

ચઉવીસત્થય નાનકડી કૃતિ હોવા છતા એમા જે ગાહા છંદના પ્રકારોનુ વૈવિધ્ય પ્રાપ્ત થાય છે એ એની વિશિષ્ટતા-મહત્તા સૂચવે છે

**૧૫. વિષય :** ચઉવીસત્થયના વિષય તરીકે નિમ્નલિખિત પાચ બાબતોને એમા સ્થાન અપાયુ છે

(૧) આ કૃતિના પ્રણેતાની પ્રતિજ્ઞા
(૨) ઋષભદેવાદિ ચોવીસ તીર્થંકરોનો નામોલ્લેખ
(૩) એમને કરાયેલુ વંદન
(૪) તીર્થંકરોના ગુણગાન
(૫) યાચના

આ પૈકી હું બીજી અને ચોથી એ બે બાબતો વિષે થોડુંક કહીશ

૧ આને અંગેની વિશેષ માહિતી માટે જુઓ પ્રસ્તુત પુસ્તક ( ૬ ૭૪-૮૯ )

**૧૬. નામોલ્લેખ :** ચઉવીસત્થયની રચના પ્રાકૃતમાં હોવાથી એમાં ચોવીસે તીર્થંકરોનાં નામ એ જ ભાષામાં હોય તે સ્વાભાવિક છે. આ નામો વિવાહપણ્ણત્તિ (સ. ૨૦, ઉ. ૮, સુત્ત ૬૭૬) સાથે મોટે ભાગે સમાનતા ધરાવે છે, કેમકે એમાં નીચે મુજબનાં નામોનો ઉલ્લેખ છે :—

उसभ, अजिय, संभव, अभिणंदण. सुमति, सुप्पभ, सुपास, ससि, पुप्फदंत, सीयल, सेज्जंस, वासुपुज्ज, विमल, अणंत, धम्म, संति, कुंथु, अर, मल्लि मुणिसुव्वय, नमि, नेमि, पास અને वद्धमाण.

જે ફેરફાર છે તે નીચે પ્રમાણે છે.

| | |
|---|---|
| सुमइ – सुमति | सुविहि – ० (નથી) |
| पउमप्पह – सुप्पभ | सिज्जंस – सेज्जंस |
| चंदप्पह – ससि | अरिट्ठनेमि – नेमि |

સમવાય (સુત્ત ૨૪) અને નંદી (સુત્ત – ૩)માં તેમ જ પંચષષ્ઠિયંત્રગર્ભિત ચતુર્વિંશતિ જિનસ્તોત્રોમાં તીર્થંકરોનાં નામો છે તે પણ ફેરફાર જાણવા માટે વિચારવાં ઘટે. પરન્તુ સ્થળસંકોચને લઈને એ વાત હું જતી કરું છું.

પ્રસ્તુત કૃતિમાં ચોવીસ નામો ત્રણ પદ્યમાં પરંતુ ચાર વર્ગમાં વિભક્ત કરાયેલાં છે. પહેલા ત્રણે વર્ગમાં સાત સાત નામો છે અને એ હરેક વર્ગને અંતે 'જિણ' છે. આ શું આકસ્મિક ઘટના છે કે સકારણ છે. તે વિચારવું ઘટે.

નવમા તીર્થંકરનાં सुविहि અને पुप्फदंत એવાં બે નામ અપાયાં છે, જ્યારે બાકીના તીર્થંકરોનું એકેક જ નામ અપાયું છે જે નોંધપાત્ર છે. पुप्फदंत એ નામાંતર છે એનું તો વિવાહપણ્ણત્તિ વગેરે ગ્રંથો સમર્થન કરે છે. सुविहि અને पुप्फदंत એ બેમાંથી ગમે તે એકને વિશેષણ અને બીજાને વિશેષ્ય માનીને અર્થ કરી શકાય છે ખરો પણ તેથી બે નામો શા માટે રજૂ થયાં તેનો પૂરેપૂરો સંતોષકારક ખુલાસો થતો નથી.

ચોવીસ તીર્થંકરોનાં કોઈપણ નામની આગળ सिरि (સં. શ્રી.) કે અંતમાં नाह કે देव જેવો શબ્દ ચઉવીસત્થયમાં વપરાયો નથી. આવું એક સંપૂર્ણ ઉદાહરણ બૃહચ્છાન્તિસ્તવ પૂરું પાડે છે જ્યારે આંશિક ઉદાહરણો જિનપંજરસ્તોત્ર તેમજ પંચષષ્ઠિયંત્ર ગર્ભિત ચતુર્વિંશતિજિનસ્તોત્ર રજૂ કરે છે.

**૧૭. આગમોમાં સ્તુતિઓ :** મુમુક્ષુ માટે અસંખ્ય યોગ છે. એમાં કર્મયોગ અને જ્ઞાનયોગ કરતાં ભક્તિયોગ સામાન્ય કક્ષાના મુમુક્ષુઓ માટે તો રાજમાર્ગ છે. આમ હોઈ ભક્તિ-સાહિત્ય પુષ્કળ પ્રમાણમાં યોજાયું છે. એમાં પોતાના ઇષ્ટદેવ-પરમાત્માનું, વિશિષ્ટ મહાનુભાવોનું કે તીર્થંકરો માટે પણ આદરણીય સંઘનું ગુણોત્કીર્તન જોવાય છે. જૈન આગમોમાં આ બાબત નીચે મુજબ જોવાય છે.

| સ્તુતિ-સ્તોત્ર | આગમ |
|---|---|
| વીરથુઈ | સૂયગડ (સુય-૧ અ ૬) |
| ચઉવીસત્થય | આવસ્સય |
| થેરાવલી | થેરાવલી (આવસ્સય, નંદી અને પજ્જોસવણ કપ્પની) |
| નમુત્થુણ | ઓવવાઈય ઈત્યાદિ |
| સઘથુઈ | નદી |

ઋષભદેવાદિ ચોવીસે તીર્થંકરોની ગુણોત્કીર્તનપૂર્વક સ્તુતિરૂપ ચઉવીસત્થય ઉપરાત આ પ્રકારની અન્ય કોઈ કૃતિ આગમોમા હોય એમ જણાતું નથી જો એમ જ હોય તો આ કૃતિ અદ્વિતીય ગણાય

**૧૮. વિવરણો :** ચઉવીસત્થયને અગેના વિવરણોમા પ્રાકૃત અને સસ્કૃત વિવરણો પ્રાચીનતાદિની દૃષ્ટિએ આગ્રસ્થાન ભોગવે છે પ્રાકૃત વિવરણો નિમ્ન લિખિત ગ્રન્થોમા નજરે પડે છે —

મહાનિસીહ, આવસ્સયની નિજ્જુત્તિ (ગા ૧૦૫૭-૧૧૦૨), એનુ ભાસ (ગા ૧૯૬-૨૦૩) તથા એની ચુણ્ણિ (ભા-૨ પત્ર ૩-૧૪) અને ચેઇયવદણમહાભાસ (ગા ૫૦૭-૬૩૮)

સસ્કૃત વિવરણોને લગતા ગ્રથો નીચે મુજબ છે —

આવસ્સયની હારિભદ્રીય બે ટીકાઓ,[૧] લલિત વિસ્તરા (પૃ ૪૨-૪૮), યોગશાસ્ત્રનુ સ્વોપજ્ઞવિવરણ (પત્ર ૨૨૬ આ ૨૨૮ અ), આચારદિનકર (ભા ૨ પત્ર ૨૬૭ અ-૨૬૮ અ), વદારુવૃત્તિ (પત્ર ૨૩ આ-૨૬ અ), દેવવદનભાષ્યની વૃત્તિ (પૃ ૩૨૦-૩૨૬) અને ધર્મસગ્રહની સ્વોપજ્ઞટીકા (પત્ર ૧૫૫ અ-૧૫૮ અ) પ્રસ્તુત પુસ્તક ઉપર્યુક્ત ગ્રન્થોને લક્ષ્યમા રાખી લખાયુ છે એથી એની મહત્તામા વૃદ્ધિ થાય છે

**૧૯. વિશિષ્ટતાઓ :** વિવરણકાર સમર્થ હોય તો એના વિવરણમા કોઈ નહિ ને કોઈ વિશિષ્ટતા હોય જ આ દૃષ્ટિએ ચઉવીસત્થયના વિવરણો વિચારવા જોઈએ પરતુ બધા માટે તો અત્યારે તેમ બને તેમ નથી એટલે હુ અહીં ત્રણજ વિષે ઉલ્લેખ કરું છુ આવસ્સયની નિજ્જુત્તિ તીર્થંકરોના નામોના અર્થઘટનની, હારિભદ્રીય ટીકા પ્રથમ પદ્યગત વિશેષણોના સાફલ્યની તથા પાઠાતરોની અને યોગશાસ્ત્રનું સ્વોપજ્ઞ વિવરણ પ્રથમ પદ્યને લગતા ચાર અતિશયોની વિશિષ્ટતા પૂરી પાડે છે કોઈ પણ વિવરણમા અનુબધ ચતુષ્ટયનુ નિરૂપણ હોય તો તેની નોધ લેવાવી જોઈએ ચાર અનુબધો પૈકી વિષયનો નિર્દેશ તો પ્રથમ પદ્યમા છે જ

---

૧ હારિભદ્રીય એક મહ કાય ટીકા અત્ પિ મળી આવી નથી ઉપાધ્યાયટીકા (ઉત્તરાધ ભા ૧ પત્ર ૪૮૩ અ ૫૧૦ આ) જોવી

**૨૦. અનુવાદો :** ચઉવીસત્થયના ગુજરાતી, હિંદી, મરાઠી, જર્મન તેમ જ અંગ્રેજી ભાષામાં અનુવાદો થયા છે.[1] એ તેમ જ પ્રાંચ પ્રતિક્રમણ સૂત્રને લગતાં પુસ્તકોમાં કેટલીકવાર અનુવાદ ઉપરાંત સ્પષ્ટીકરણ પણ અપાયાં છે. લલિતવિસ્તરાના[2] અને ધર્મસંગ્રહના ગુજરાતી અનુવાદ પણ આ જાતનું સાહિત્ય પૂરું પાડે છે.

ચઉવીસત્થયના અર્થ માટેની વિવિધ[3] સામગ્રી પ્રસ્તુત પુસ્તકમાં છે.

**૨૧. બોહિ (સં. બોધિ) :** 'બોહિ' શબ્દ "નમુત્થુણં" યાને શક્રસ્તવમાં વપરાયો છે. આ સૂત્રનો પાઠ ઓવવાઇય (સુત્ત ૧૨), રાયપ્પસેણઈજ્જ (સુત્ત ૧૩) અને પજ્જોસવણાકપ્પ (સુત્ત ૧૫)માં જોવાય છે. એ ઉપરાંત અન્ય આગમોમાં એનું સ્મરણ કરાવનાર પાઠો છે.

'બોહિ' શબ્દ ઉત્તરજઝયણ (અ. ૩૬ ગા. ૨૫૮)માં, સમવાય, (પત્ર ૧૧૯) વંદિત્તુ સુત્ત (ગા. ૪૭), સંબોહ પયરણ (પત્ર ૧૪), ચેઈયવંદણમહાભાસ (ગા. ૩૩૨) અને ઉવએસપય (ગા. ૪૮૧)ની ટીકામાં જોવાય છે.[4]

ચઉવીસત્થયને લગતાં સંસ્કૃત વિવરણોમાં 'બોહિ' માટેનો સંસ્કૃત શબ્દ 'બોધિ' વપરાયો છે.

આ ઉપરથી બોહિ (સં. બોધિ) શબ્દની વ્યાપકતા જોઈ શકાશે. બોધિસત્ત્વ એ બૌદ્ધ સાહિત્યમાં વપરાયેલા શબ્દમાં 'બોધિ' છે.

**૨૨. ઉપયોગ :** જૈન અનુષ્ઠાનો પૈકી શેમાં શેમાં અને કયી કયી રીતે ચઉવીસત્થયનો ઉપયોગ કરાય છે એ બાબતનું આ પુસ્તક (પૃ. ૬૪)માં સવિસ્તર નિરુપણ છે. વિશેષમાં મેં પણ આ વિષે આ પૂર્વે 'કાઉસ્સગ્ગ (કાયોત્સર્ગ) એક અધ્યયન' નામના મારા લેખમાં માહિતી આપી છે.

**૨૩. કલ્પ :** જૈન સાહિત્યમાં "નમુત્થુણં[5]" વગેરેને અંગે કલ્પો રચાયા છે આ

---

૧. જુઓ પ્રસ્તુત પુસ્તક (પૃ. ૭૦). અંગ્રેજીમાં આનો અનુવાદ ઈ. સ. ૧૯૧૮માં થયેલ છે.

૨. આનાં અનુવાદ અને વિસ્તૃત વિવેચન માટે જુઓ 'શ્રી હરિભદ્રસૂરિ' (પૃ. ૨૦૨ અને ૩૭૩)

૩. ઉસભ વગેરે નામોના વ્યુત્પત્તિજન્ય અર્થ તેમ જ એના વિશેષ અર્થ આવસ્સયની નિજ્જુત્તિ (ગાથા ૧૦૭૯–૯૧)માં અપાયા છે ને નોંધપાત્ર હોઈ મેં મારા એક પુસ્તકમાં તેનો ઉલ્લેખ કર્યો છે. પ્રસ્તુત પુસ્તક પૃ. ૫૪–૫૮ માં પણ એને સ્થાન અપાયું છે.

૪. જુઓ પ્રસ્તુત પુસ્તક (પૃષ્ઠ ૬૯).

૫. આ કલ્પનો પ્રભાવ ધર્મશેખરસૂરિએ કર્ણાટકની રાજસભામાં દર્શાવ્યો હતો. એમ 'જૈન પરંપરાનો ઈતિહાસ' (ભા. ૧, પૃ. ૪૫૪)માં ઉલ્લેખ છે.

પુસ્તક (પૃ ૧૧૩)મા ચઉવીસત્થયનો જે કલ્પ અપાયો છે તેની મીમાસા કરવાનુ હાલ મોકુફ રાખી એટલુ જ કહીશ કે આ કલ્પ આ પૂર્વે બે વાર પ્રકાશિત થયેલો છે

**૨૪. પંચષષ્ઠિયન્ત્રગર્ભિત ચતુર્વિંશતિ જિનસ્તોત્રો :** ચઉવીસત્થય એ ઋષભ દેવાદિ ચોવીસ તીર્થકરોના નામોલ્લેખપૂર્વકના ગુણોત્કીર્તનરૂપ છે એટલે આ ચોવીસ તીર્થકરો અંગેની કેટલીક વિશિષ્ટ કૃતિઓને આ પુસ્તકમા સ્થાન અપાયુ છે તેમા ચતુર્વિંશતિ જિનસ્તોત્રો જે 'પચષષ્ઠિયન્ત્ર'થી ગર્ભિત છે તેનો આપણે અહીં વિચાર કરીશુ

'आदौ नमिजिन" થી શરૂ થતુ આ સ્તોત્ર જયતિલકસૂરિના કોઈ શિષ્યે (?) શિવનિધાને (?) સસ્કૃતમા આઠ પદ્યોમા રચેલુ સ્તોત્ર છે પહેલા પાચ પદ્યોમા ચોવીસ તીર્થકરોના નામ અને ત્રીજામા '૨૫' અક માટે મલ્લિનાથની કાયાનુ ૨૫ ધનુષ્યનુ માપ એમ ૨૫ ખાના માટેની સામગ્રી અપાઈ છે છઠ્ઠુ અને સાતમુ પદ્ય આ યન્ત્રનો પ્રભાવ દર્શાવે છે આઠમુ પદ્ય કર્તાના ગુરુનુ નામ પૂરુ પાડે છે

आदौ नमिजिन' થી શરૂ કરાયેલ અને વિજયલક્ષ્મીસૂરિએ રચેલ અગિયાર પદ્યોની કૃતિ ખડિત ઉપલબ્ધ છે આના અતમા चतुर्विंशतिगर्भितपञ्चषष्टियन्त्रस्तोत्र' એવો ઉલ્લેખ છે તે યથાર્થ છે, કેમકે એના આદ્ય બે પદ્યો, પદ્યો ૩-૪, પદ્યો ૫-૬ અને પદ્યો ૭-૮ એકેક પચષષ્ઠિ યન્ત્ર પૂરુ પાડે છે એના અન્ત્ય ત્રણ પદ્યો યન્ત્રનો મહિમા વગેરે દર્શાવે છે

સ્થાનકવાસી ધર્મસિંહે ગુજરાતીમા સાત પદ્યોમા પાસઠિયો છદ રચ્યો છે એ ઉપર નોધેલી પ્રથમ કૃતિના આધારે યોજાયો હોય એમ લાગે છે આ કૃતિથી કેમ્લાય મદિરમાર્ગી જૈનો અપરિચિત જણાય છે

वन्दे धर्मजिन થી પ્રારભ કરાયેલ અને 'शार्दूलविक्रीडित' છદમા રચાયેલા ચાર પદ્યો વાળા આ સ્તોત્રમા '૨૫'ના અક માટે દ્વિતીય પદ્યમા સઘનો ઉલ્લેખ[1] છે અતિમ બે પદ્યો યન્ત્રનો મહિમા દર્શાવે છે આ ને (કે ?)ત્રસિહની રચના છે

પૃ ૧૦૦ મા એક પદ્યનુ પ્રાકૃત સ્તોત્ર છપાવાયુ છે તે કોષ્ઠક ચિન્તામણિના પ્રણેતા શીલસિંહે રચ્યાનુ મનાય છે એમણે એક કૃતિ સસ્કૃતમા રચી છે અને એક સસ્કૃત કૃતિનો નિર્દેશ કર્યો છે

આમ જે અહીં જયતિલકસૂરિ, વિજયલક્ષ્મીસૂરિ, ને(કે ?)ત્રસિહ અને શીલસિંહનો ઉલ્લેખ છે તેમાથી પહેલા ત્રણ પૈકી કોઈનો પણ પરિચય આ પુસ્તકના અપાયો નથી એમ

૧ આનુ કારણ એ હશે કે કેટલાક સઘ ા પચ્ચીસમા તીર્થકર તરીકે નિર્દેશ કરે છે

છતાં અત્યારે તો આ સંબંધમાં પહેલા ત્રણને અંગે તો કશો પ્રકાશ પાડી શકાય તેમ નથી. શીલસિંહ, આગમગચ્છના જયાનન્દસૂરિના પટ્ટધર દેવરત્નસૂરિના શિષ્ય થાય છે. એમણે કોટુંગ ચિન્તામણિ ઉપર સં.માં વૃત્તિ રચી છે. આ બંનેની એકેક હાથપોથી ભાં.પ્રા.સં.મં.માં છે.

આ કૃતિઓમાં પાંચ સંસ્કૃતમાં, એક પ્રાકૃતમાં અને એક ગુજરાતીમાં છે.

આ કૃતિઓમાં જે 'યન્ત્ર' શબ્દ વપરાયો છે તે સમચોરસમાં અપાયેલા અને ભિન્ન ભિન્ન રીતે ગણતાં તદ્દગત અંકોનો સરવાળો સમાન આવે એવી યોજનાનો દ્યોતક છે.[1]

આ કૃતિઓ યન્ત્રના મહાસર્વતોભદ્ર અને સર્વતોભદ્ર એ બે પ્રકારનો બોધ કરાવે છે.

સાત યન્ત્રો પૈકી ચોથા યન્ત્રનું નામ સર્વતોભદ્ર છે.

જયતિલકસૂરિના શિષ્યે, ધર્મસિંહે અને વિજયલક્ષ્મીસૂરિએ રચેલી ૧૧ પદ્યની કૃતિમાંનાં પદ્ય ૭-૮ એક જ જાતનો-મહાસર્વતોભદ્ર નામનો-પાંસઠિયો યન્ત્ર રજૂ કરે છે. એવી રીતે નેત્રસિંહની કૃતિ તેમજ વિજયલક્ષ્મીસૂરિની કૃતિનો ત્રીજા અને ચોથા પદ્ય રૂપ એક એક અંશ પણ સમાન યન્ત્ર પૂરું પાડે છે. આમ હોઈ આપણને આ પુસ્તકમાં સાત ભિન્નભિન્ન યન્ત્રો જોવા મળે છે. એ પૈકી છઠ્ઠા અને સાતમા યન્ત્રનું નામ જાણવું બાકી રહે છે.

**૨૫. શકુનાવલિ કિંવા ફલાફલ :** ફલાફલ વિષયક પ્રશ્નપત્રની ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહોપાધ્યાય યશોવિજય ગણિએ જાતે લખેલી એક હાથપોથી મળે છે. આ કૃતિનો પરિચય મેં મારા બે પુસ્તકમાં આપ્યો છે.[2] આ ગૌતમ[3] શકુનાવલિ વગેરેનું[4] સ્મરણ કરાવે છે.

---

૧. આને અંગ્રેજીમાં "MAGIC SQUARE કહે છે. મેં એ માટે 'માયાવી ચોરસ' નામ યોજ્યુ છે. આ સંબંધમાં મેં બે લેખ લખ્યા છે અને એ છપાયા છે:—

"A NOTE ON JAINA HYMNS AND MAGIC SQUARES"—
—"INDIAN HISTORICAL QUARTERLY" (VOLX. No. 1)

"માયાવી ચોરસો અને જૈન સ્તોત્રો"

"જૈન" (તા. ૧-૧-૩૩ અને ૮-૧-૩૩) માયાવી ચોરસોને અંગે અંગ્રેજીમાં કેટલાંક વિશિષ્ટ પુસ્તકો પ્રકાશિત થયેલાં છે.

૨. જૈન સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ (ખંડ ૧, પૃ. ૨૨૧) તેમજ યશોદોહન (પૃ. ૩૩)

૩. આનું અપરનામ 'બીજ કૌસ્તુભ' છે.

૪. આથી હેમ તેમ જ અજ્ઞાત કર્તૃક એવી એકેક શકુનાવલિ સમજવાની છે.

**૨૬ વિશેષતાઓ** પ્રસ્તુત પુસ્તકની કેટલીક વિશિષ્ટતાઓ છે—જેમકે

૧ ચઉવીસત્થયના પદ્યો (૨–૭ છંદો)ના નામ, તેની નમસ્કૃતિ તથા ઉત્થાપનિકા[1]

૨ પર્યાયકૃત્યન્ત્રગર્ભિત ચતુર્વિંશતિજિનસ્તોત્રોનો કરાયેલો સંગ્રહ

૩ સર્વતોભદ્ર યન્ત્રને અંગે પાસાના ૭૨ પ્રકારે સરવાળાનો સ્પષ્ટ નિર્દેશ

૪ ફલાદેશવિષયક પ્રશ્નપત્રનું યોગ્યસ્વરૂપમા પુનર્મુદ્રણ[2]

**૨૭ આવકારપાત્ર પ્રકાશન** ચઉવીસત્થયના અભ્યાસ અને આદરને અંગેની વિવિધ વાનગી પીરસી એને આ બાબતમા સર્વાંગીણ બનાવવા માટેની મારી સૂચનાઓને સક્રિય સ્વરૂપ આપવા પ્રસ્તુત પુસ્તકમા સબળ પરિશ્રમ કરાયો છે એટલે આશા છે કે 'જૈન સાહિત્ય વિકાસ મંડળ' તરફથી અત્યાર સુધીમા પ્રકાશિત થયેલા અન્ય ગ્રન્થોની જેમ આ પ્રકાશનને પણ સારો આવકાર મળી રહેશે

**૨૮. વિજ્ઞપ્તિ** આ ઉપોદ્ઘાતમા જો કોઈ ક્ષતિ કે ત્રુટિ જણાય તો એ નમ્રભાવે દર્શાવવા મારી સહૃદય સાક્ષરોને સાદર પરંતુ સાગ્રહ વિજ્ઞપ્તિ છે

ગોપીપરું સુરત
તા ૨૫ ૧૦–૬૫

હીરાલાલ ર કાપડિયા

---

૧ જુઓ પૃ ૭૪

૨ જુઓ પૃ ૧૧૪–૧૨૨

ઉપોદ્ઘાતમા ઉપયોગમા લેવાયેલ ગ્રન્થોના આધારસ્થાનો


૧ જૈન પરંપરાનો ઇતિહાસ ભાગ ૧ — ત્રિપુટી મહારાજ
ચરિત્ર સ્મારક ગ્રન્થમાળા અમદાવાદ — વિ સ ૨૦૦૯

૨ જૈન સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ ખંડ–૧ — હીરાલાલ ર કાપડિયા
મુક્તિ કમલ જૈન મોહનમાલા, વડોદરા — વિ સ ૨૦૧૩

૩ નંદિસુત્ત — દેવવાચક ક્ષમાશ્રમણ
આગમોદય સમિતિ સુરત — વિ સ ૧૯૮૦

૪ યશોદોહન

૫ Epitome of Jainisam by Puranachand Nahar
Pub—H Duby Gulabkumari Library Calcutta A D 1917


✠



શ્રી શ્રેયાંસનાથ ભગવાન ( ગૃહમંદિર. 'જ્યોત', વીલેપાર્લે. )

આ ચાર અતિશયો બીજા કોઈમાં પણ સંભવી શકતા નથી ભાવઅરિહંતપણાનું કારણ પણ આ ચાર અતિશયો જ છે

**ગુણાનુરાગ**—જેમા સ્વત્વ અને સ્વસંબંધિત્વનો પ્રવેશ ન હોય, તેવી રીતે ગુણોની જે પ્રશંસા અને તેવા ગુણો ઉપર જે રાગ તે જ ખરેખર ગુણપ્રશંસા અને ગુણાનુરાગ હોઈ રાગ સ્વરુપ છતા ભક્તિરાગ જ ગણાય છે, તે સ્નેહરાગ કહેવાતો નથી તેથી તેનો સંબંધ નિર્જરા સાથે છે

**નિક્ષેપ**—શબ્દની અર્થવ્યવસ્થા અથવા નિક્ષેપ ચાર પ્રકારે થઈ શકે છે તે નામનિક્ષેપ, સ્થાપના અથવા આકૃતિનિક્ષેપ, દ્રવ્યનિક્ષેપ અને ભાવનિક્ષેપ છે 'અરિહંત' શબ્દના નિક્ષેપની આ ચાર પ્રકારે વિચારણા કરીશુ

**નામ નિક્ષેપ**—અતીત, અનાગત કે વર્તમાનની, પાચ ભરત અને પાચ ઐરવતની ત્રીસ ચોવીસીમા કે મહાવિદેહના અતીત અનાગત કે વર્તમાન જિનોમા કોઈ પણ 'અરિહંત' નામના તીર્થંકર થયા નથી કે જેઓશ્રીને ઉદ્દેશીને અરિહંત-નામની આરાધના થાય વસ્તુત તે અરિહંત પદની આરાધના છે અને તે કોઈ પણ વ્યક્તિને અંગે નહીં પણ સમગ્ર ક્ષેત્ર અને સમગ્ર કાલના સમગ્ર તીર્થંકરોના અર્હંતપણાના ગુણને અનુસરીને આરાધ્યતા ગણવામા આવી છે તેથી જ કલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી ચોવીસતીર્થંકરોની સ્તુતિ કરતા પહેલા સકલ અરિહંતોની પ્રતિષ્ઠાના આધારભૂત, મોક્ષલક્ષ્મીના અધિષ્ઠાન સ્વરૂપ અને સ્વર્ગ, મૃત્યુ તથા *પાતાલ લોકમા અદ્વિતીય સામર્થ્યવાળુ અર્હંતપણુ ગણીને તેના જ ધ્યાનમા લીન થવાનુ* કહે છે અને સાથે તેજ અર્હંતોના નામ, ( ઋષભ, અજિત વગેરે ) આકૃતિ, દ્રવ્ય તથા ભાવે કરીને ત્રણે જગતના જીવોને પાવન કરનારૂં અર્હંતપદને ધારણ કરનાર સર્વ ક્ષેત્ર અને સર્વકાલના તીર્થંકરોની સેવનાને કર્તવ્ય તરીકે ગણાવતા પોતે સેવા કરે છે-કરવાનુ કહે છે આ પ્રકારની અરિહંતપદની સમષ્ટિવાદની પ્રધાનતાવાળી આરાધના બીજે કયાય જોવા મળતી નથી

જિનાદિ શબ્દો જ્યારે અર્થથી જળવાઈ રહે છે ત્યારે અરિહંત શબ્દ ખુદ શબ્દદ્વારાએ પણ જળવાઈ રહે છે એજ એનો અદ્વિતીય મહિમા છે

અરિહંતની સમષ્ટિમય આરાધના કરવાને તૈયાર થયેલા જીવોએ વ્યક્તિ તરીકે રહેલા ઋષભદેવાદિ તીર્થંકરોની ઉપેક્ષા ન કરવી જોઈએ જેવી રીતે સમષ્ટિમય આરાધના આત્મકલ્યાણ માટે ઉપયુક્ત છે તેવી રીતે શ્રી ઋષભદેવ આદિ વ્યક્તિની આરાધના પણ સંપૂર્ણ ઉપયોગી છે *

અરિહંતદેવના નામોમા ઋષભ વિગેરેની વર્ણવ્યવસ્થા ઋ પછી ષ અને પછી ભ-આ પ્રમાણે વર્ણોના નિર્ણીત અનુક્રમવાળી તથા અર્થવાળી છે તેથી તે નામો વાચક છે પણ વાચ્ય નથી એવા અનુક્રમે ગોઠવાયેલા, અર્થવાળા અક્ષરસમૂહને 'નામ' કહેવામા આવે છે.

નામ યાદચ્છિક હોય અથવા ગુણનિષ્પન્ન પણ હોય જિનેશ્વર ભગવતના નામો ગુણ નિષ્પન્ન હોય છે

આ પ્રકારે ચોવીસ અરિહંત ભગવતના ચોવીસ પુણ્યકારી નામો સ્વાભાવિક શક્તિ અને સંકેત વડે વાચ્યાર્થનો બોધ કરાવનારા છે

---

* नामजिणा जिणनामा

॥ ૪ ॥ દેવવંદન ભાષ્ય પૃ ૩૭૫

નામ અને રુપનો ગાઢ સંબંધ હોય છે તે આપણે સ્થાપના (આકૃતિ) નિક્ષેપમાં વિચારીશું.

અહીં એ પ્રશ્ન થાય કે નામ તો માત્ર શબ્દપુદ્ગલોના સમૂહાત્મક હોવાથી તેનું સ્મરણ આત્માને કેવી રીતે ઉપકારી થાય ?

તેનું સમાધાન એ છે કે નામ નામીના ગુણોને યાદ કરાવનાર છે, તેમના ગુણો પ્રત્યે ·માન કરાવનાર છે. તેથી તેનું સ્મરણ ફળદાયક નીવડે છે.

શ્રી 'રાયપસેણઇયસુત્ત'ના દશમા સૂત્રમાં જણાવ્યું છે કે "દેવાનુપ્રિય, તેવા પ્રકારના દર્શનને ધરનારા, જિન, કેવલી) અર્હંત્ ભગવંતોના નામ[1]ગોત્રનું શ્રવણ પણ મહાફલદાયિ છે.[2]"

શ્રી તીર્થંકર ભગવંતોનાં નામ પરમપવિત્ર તથા મંગલમય છે. તેનો યથાવિધિ જાપ કરવામાં ·ો સર્વદુઃખ, સર્વપાપ[3], સર્વપ્રકારની અશાન્તિ કે સર્વપ્રકારના અન્તરાયોને તે દૂર . તે શુભને[4] પ્રવર્તાવે છે. તાત્પર્ય કે તેમના નામસ્મરણથી સઘળાં દુઃખો દૂર થઈને સર્વ ·ધનો આપોઆપ મળી આવે છે,[5] તેટલું જ નહીં પણ જો શ્રી તીર્થંકર ભગવંતના ·ક જ પદને સંપૂર્ણ રીતે જાણવામાં આવે તો આત્મા સ્વયં તીર્થંકર થાય છે[6].

·સ્મરણથી સમ્યગ્દૃષ્ટિ આત્માની અસ્વસ્થતા દૂર થાય છે. કદાચ તીવ્ર નિકાચિત ·ી તે દૂર ન થાય તો પણ દુઃખમાં ધૃતિ–ધીરજ રાખવાની વૃત્તિ પ્રગટે છે અને પ્રજ્ઞાને ·ાંપડે છે.

·રણ આટલું ગુણસંપન્ન અને કલ્યાણકારી છે એટલે જ તેને ભક્તિનું એક પ્રધાન ·અને જણાવેલ છે કે "ભાગવતી ભક્તિ પરમ આનંદ અને સંપદાઓનું બીજ છે[7]".

·ણ સઘળી શ્રેણિના સાધકો માટે પરમ ઉપયોગી તથા આત્મદર્શન કરાવનાર છે.

---

·નામને નામગોત્ર કહેવામાં આવે છે.

·खलु देवाणुप्पियाणं तहारूवाणं अरहंताणं नामगोयस्स वि सवणयाए...... ।

રાયપસેણઇયં સુત્ત પૃ. ૩૯

·वसन्ततिसन्निबद्धं
·त्य मुपैति शरीरभाजाम् ........ .......... ... ॥ ७ ॥ ભકતામરસ્તોત્ર

·हप्पवत्तणं, तव पुरिसुत्तम ! नामकित्तणं। ......॥ ४ ॥ અજિત–શાંતિ સ્તવ

·महिमा जिन संस्तवस्ते
·नो भवतो जगन्ति .. ................. ॥ ७ ॥ કલ્યાણ મંદિર સ્તોત્ર

·नामुच्चारणन्नघः ।
·र्मी- ण्यर्थज्ञस्तु जिनायते ॥ १४३ ॥ જિનસહસ્રનામ

·ुताब्धे रवगाहनात् ।
परमानन्दसम्पदाम् ॥ ३२ ॥

દ્વાત્રિંશત્ દ્વાત્રિંશિકા (ચતુર્થ દ્વાત્રિંશિકા) પત્ર ૨૫ અ.

આ ચાર અતિશયો બીજા કોઈમાં પણ સંભવી શકતા નથી ભાવઅરિહંતપણાનું કારણ પણ આ ચાર અતિશયો જ છે

**ગુણાનુરાગ**—જેમાં સ્વત્વ અને સ્વસંબંધિત્વનો પ્રવેશ ન હોય, તેવી રીતે ગુણોની જે પ્રશંસા અને તેવા ગુણો ઉપર જે રાગ તે જ ખરેખર ગુણપ્રશંસા અને ગુણાનુરાગ હોઈ રાગ સ્વરૂપ છતાં ભક્તિરાગ જ ગણાય છે, તે સ્નેહરાગ કહેવાતો નથી તેથી તેનો સંબંધ નિર્જરા સાથે છે

**નિક્ષેપ**—શબ્દની અર્થવ્યવસ્થા અથવા નિક્ષેપ ચાર પ્રકારે થઈ શકે છે તે નામનિક્ષેપ સ્થાપના અથવા આકૃતિનિક્ષેપ દ્રવ્યનિક્ષેપ અને ભાવનિક્ષેપ છે 'અરિહંત' શબ્દના નિક્ષેપની આ ચાર પ્રકારે વિચારણા કરીશું

**નામ નિક્ષેપ**—અતીત અનાગત કે વર્તમાનની, પાંચ ભરત અને પાંચ ઐરવતની ત્રીસ ચોવીસીમાં કે મહાવિદેહના અતીત અનાગત કે વર્તમાન જિનોમાં કોઈ પણ 'અરિહંત' નામના તીર્થંકર થયા નથી કે જેઓશ્રીને ઉદ્દેશીને અરિહંત-નામની આરાધના થાય વસ્તુત તે અરિહંત પદની આરાધના છે અને તે કોઈ પણ વ્યક્તિને અંગે નહીં પણ સમગ્ર ક્ષેત્ર અને સમગ્ર કાલના સમગ્ર તીર્થંકરોના અર્હંતપણાના ગુણને અનુસરીને આરાધ્યતા ગણવામાં આવી છે તેથી જ કલિકાલસર્વજ્ઞ ભગવાન શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી ચોવીસતીર્થંકરોની સ્તુતિ કરતા પહેલા સકલ અરિહંતોની પ્રતિષ્ઠાના આધારભૂત મોક્ષલક્ષ્મીના અધિષ્ઠાન સ્વરૂપ અને સ્વર્ગ, મૃત્યુ તથા પાતાલ લોકમાં અદ્વિતીય સામર્થ્યવાળું અર્હંતપણું ગણીને તેના જ ધ્યાનમાં લીન થવાનું કહે છે અને સાથે તેજ અર્હંતોના નામ, (ઋષભ અજિત વગેરે) આકૃતિ, દ્રવ્ય તથા ભાવે કરીને ત્રણે જગતના જીવોને પાવન કરનારે અર્હંતપદને ધારણ કરનાર સર્વ ક્ષેત્ર અને સર્વકાલના તીર્થંકરોની સેવનાને કર્તવ્ય તરીકે ગણાવતા પોતે સેવા કરે છે-કરવાનું કહે છે આ પ્રકારની અરિહંતપદની સમષ્ટિવાદની પ્રધાનતાવાળી આરાધના બીજે ક્યાંય જોવા મળતી નથી

જિનાદિ શબ્દો જ્યારે અર્થથી જળવાઈ રહે છે ત્યારે અરિહંત શબ્દ ખુદ શબ્દદ્વારાએ પણ જળવાઈ રહે છે એજ એનો અદ્વિતીય મહિમા છે

અરિહંતની સમષ્ટિમય આરાધના કરવાને તૈયાર થયેલા જીવોએ વ્યક્તિ તરીકે રહેલા ઋષભદેવાદિ તીર્થંકરોની ઉપેક્ષા ન કરવી જોઈએ જેવી રીતે સમષ્ટિમય આરાધના આત્મકલ્યાણ માટે ઉપયુક્ત છે તેવી રીતે શ્રી ઋષભદેવ આદિ વ્યક્તિની આરાધના પણ સંપૂર્ણ ઉપયોગી છે *

અરિહંતદેવના નામોમાં ક્રમ વિગેરેની વર્ણવ્યવસ્થા ક પછી મ અને પછી મ-આ પ્રમાણે વર્ણોના નિર્ણીત અનુક્રમવાળી તથા અર્થવાળી છે તેથી તે નામો વાચક છે પણ વાચ્ય નથી એવા અનુક્રમે ગોઠવાયેલા અર્થવાળા અક્ષરસમૂહને 'નામ' કહેવામાં આવે છે

નામ યાદચ્છિક હોય અથવા ગુણનિષ્પન્ન પણ હોય જિનેશ્વર ભગવંતના નામો ગુણ નિષ્પન્ન હોય છે

આ પ્રકારે ચોવીસ અરિહંત ભગવંતના ચોવીસ પુણ્યકારી નામો સ્વાભાવિક શક્તિ અને સંકેત વડે વાચ્યાર્થનો બોધ કરાવનારા છે

* नामाकृति द्रव्यभावै:

।४। देवदर्शन श्लोक पृ. ३१

નામ અને રુપનો ગાઢ સંબંધ હોય છે તે આપણે સ્થાપના (આકૃતિ) નિક્ષેપમાં વિચારીશું.

અહીં એ પ્રશ્ન થાય કે નામ તો માત્ર શબ્દપુદ્ગલોના સમૂહાત્મક હોવાથી તેનું સ્મરણ આત્માને કેવી રીતે ઉપકારી થાય ?

તેનું સમાધાન એ છે કે નામ નામીના ગુણોને યાદ કરાવનાર છે, તેમના ગુણો પ્રત્યે બહુમાન કરાવનાર છે. તેથી તેનું સ્મરણ ફળદાયક નીવડે છે.

શ્રી 'રાયપસેણઇયસુત્ત'ના દશમા સૂત્રમાં જણાવ્યું છે કે "દેવાનુપ્રિય, તેવા પ્રકારના (જ્ઞાન દર્શનને ધરનારા, જિન, કેવલી) અર્હંત્ ભગવંતોના નામ[1]ગોત્રનું શ્રવણ પણ મહાફલદાયિ છે.[2]"

શ્રી તીર્થંકર ભગવંતોનાં નામ પરમપવિત્ર તથા મંગલમય છે. તેનો યથાવિધિ જાપ કરવામાં આવે તો સર્વદુઃખ, સર્વપાપ[3], સર્વપ્રકારની અશાન્તિ કે સર્વપ્રકારના અન્તરાયોને તે દૂર કરનાર છે. તે શુભને[4] પ્રવર્તાવે છે. તાત્પર્ય કે તેમના નામસ્મરણથી સઘળાં દુઃખો દૂર થઇને સર્વ સુખનાં સાધનો આપોઆપ મળી આવે છે,[5] તેટલું જ નહીં પણ જો શ્રી તીર્થંકર ભગવંતના નામના એક જ પદને સંપૂર્ણ રીતે જાણવામાં આવે તો આત્મા સ્વયં તીર્થંકર થાય છે[6].

નામસ્મરણથી સમ્યગ્દષ્ટિ આત્માની અસ્વસ્થતા દૂર થાય છે. કદાચ તીવ્ર નિકાચિત કર્મના ઉદયથી તે દૂર ન થાય તો પણ દુઃખમાં ધૃતિ–ધીરજ રાખવાની વૃત્તિ પ્રગટે છે અને પ્રજ્ઞાને પરમ પ્રકાશ સાંપડે છે.

નામસ્મરણ આટલું ગુણસંપન્ન અને કલ્યાણકારી છે એટલે જ તેને ભક્તિનું એક પ્રધાન અંગ ગણેલ છે અને જણાવેલ છે કે "ભાગવતી ભક્તિ પરમ આનંદ અને સંપદાઓનું બીજ છે[7]".

નામસ્મરણ સઘળી શ્રેણિના સાધકો માટે પરમ ઉપયોગી તથા આત્મદર્શન કરાવનાર છે.

---

૧ અન્વર્થ નામને નામગોત્ર કહેવામાં આવે છે.

૨ तं महाफलं खलु देवाणुप्पियाणं तहारूवाणं अरहंताणं नामगोयस्स वि सवणयाए...... ।

રાયપસેણઈય સુત્ત પૃ. ૩૯

૩ त्वत्संस्तवेन भवसन्ततिसन्निबद्धं
पापं क्षणात् क्षय मुपैति शरीरभाजाम् ........................ ॥ ७ ॥ ભક્તામરસ્તોત્ર

૪ अजिअजिण ! सुहप्पवत्तणं, तव पुरिसुत्तम ! नामकित्तणं। ......॥ ४ ॥ અજિત–શાંતિ સ્તવ

૫ आस्तामचिन्त्य महिमा जिन संस्तवस्ते
नामापि पाति भवतो भवतो जगन्ति .................... ॥ ७ ॥ કલ્યાણ મંદિર સ્તોત્ર

૬ एतेपामेकमप्यर्हन्नाम्नामुच्चारयन्नघैः ।
मुच्यते किं पुनः सर्वा- ण्यर्थज्ञस्तु जिनायते ॥ १४२ ॥ જિનસહસ્રનામ

૭ सारमेतन्मया लब्धं श्रुताब्धे रवगाहनात् ।
भक्ति र्भागवती बीजं, परमानन्दसम्पदाम् ॥ ३२ ॥

દ્વાત્રિંશત્ દ્વાત્રિંશિકા (ચતુર્થ દ્વાત્રિંશિકા) પત્ર ૨૫ અ.

લોગસ્સ સૂત્ર દ્વારા નામસ્મરણની પ્રાથમિક અવસ્થામાં ગુરૂની અનુજ્ઞાની અને આલંબનના સાધનની આવશ્યકતા રહે છે, પરંતુ એક વખત આરાધકના હૃદયમાં અરિહંત ભગવંતના નામ પ્રત્યે અનન્ય શ્રદ્ધા પ્રકટે, અન્તરંગ પ્રતીતિ જાગી ઊઠે, ત્યારે તેની બોધિની વિશુદ્ધિમા તે નામસ્મરણ પરમ નિમિત્ત બને છે.[1]

નામસ્મરણનો ઉપર્યુક્ત પ્રભાવ ત્યારે જ અનુભવાય છે કે જ્યારે નામસ્મરણ અર્થના ઉપયોગપૂર્વકનુ અને ગુણાનુરાગવાળું હોય. ઉપયોગ અને ભાવવગરના નામસ્મરણને શાસ્ત્રોએ રાજાની વેઠની ઉપમા આપી છે. તેવું નામસ્મરણ સાધારણ ફળ જરૂર આપે છે પણ અભીષ્ટ ફળ આપવા સમર્થ બની શકતું નથી.

અહીં નીચે પ્રમાણે બે શંકા થવા સંભવ છે :—

૧ ચોવીસ તીર્થંકરો કોઈ ક્ષેત્રમાં કોઈ કાલે એકઠા થયા નથી તો આરાધકના હૃદય ક્ષેત્રમાં એક જ સમયે નામગ્રહણથી તેમને એકત્ર કરવાથી ફળ કેવી રીતે પ્રાપ્ત કરી શકાય ?

૨ (૧) એક તીર્થંકર ભગવાનમા જે શ્રેષ્ઠ અને ઉત્તમોત્તમ ગુણોનો સમૂહ હોય તે ચોવીસેય તીર્થંકરોમાં હોય

(૨) યાકિનીમહત્તરાસૂનુ આચાર્યભગવંત શ્રી હરિભદ્રસૂરિએ જણાવ્યું છે કે એક તીર્થંકર ભગવંતની પૂજા કરવાથી સર્વ તીર્થંકર ભગવંતોની પૂજા થઈ જાય છે[2]

(૩) વળી 'સકલાર્હત્ સ્તોત્ર' ના પ્રથમ શ્લોકમા પણ અહીં આગળ દર્શાવ્યા પ્રમાણે કલિકાલસર્વજ્ઞ, ભગવાન શ્રી હેમચન્દ્રસૂરિ આર્હન્ત્ય-ગુણના ધ્યાનમા લીન થવાનુ કહે છે

ઉપરના ત્રણ કારણોથી સ્પષ્ટ થાય છે કે એક તીર્થંકર ભગવંતના નામગ્રહણથી જેટલો લાભ થાય છે તેટલો જ લાભ ચોવીસ તીર્થંકરોના નામ ગ્રહણથી થાય છે, તો ચોવીસ જિનના નામોચ્ચારણપૂર્વકની સ્તવના શા માટે ?

ઉપર્યુક્ત બને શંકાઓનુ નિરાકરણ એ છે કે પૃથક્ પૃથક ચોવીસેય તીર્થંકર ભગવંતો ગુણોથી સમાન છે, સઘળા એકસરખા સ્તુતિને પાત્ર છે, છતા પણ તેઓ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી ભિન્ન છે તેથી તે પ્રત્યેકના નામગ્રહણથી જે ઉલ્લાસ, જે ભાવના થાય છે અને તે દ્વારા ગાઢ કર્મોની જે નિર્જરા થાય છે તે અપૂર્વ હોય છે આ વસ્તુ અનુભવ અને શાસ્ત્રોથી સિદ્ધ છે.

નામનિક્ષેપની ધારણાથી જ આ પરિણામ શક્ય છે જો એમ ન મનાય તો સાક્ષાત્ શ્રી ઋષભદેવ આદિ અરિહંત ભગવંતને નમસ્કાર કરવાથી જે ફળ મળે તે ફળ 'उसभ मजिअं च वंदे' બોલવાથી મળે જ નહીં એટલુ જ નહીં પણ નામનો અને નામીનો સબંધ ન માનવામા આવે તો 'उसभ मजिअं च वंदे' કહેવાથી કેવલ ભાષાના પુદ્ગલો કે જે અચેતન છે તેનો નિરર્થક પ્રયોગ જ થાય

---

૧ दंसणयार-विसोही चउवीसायत्थएण किच्चइ य ।
अच्चब्भुअ-गुण-कित्तण रूवेण जिणवरिंदाण ॥ ३ ॥ ચઉસરણ-પઇણ્ણય ગાથા ૩

૨ एगम्मि पूइयम्मि सव्वे त पूइया हुंति ॥

**સ્થાપના (આકૃતિ) નિક્ષેપ**—કોઈ પણ નામ ગ્રહણ કરતાં તે નામથી વાચ્ય થતી વ્યક્તિ અથવા તેનું સ્વરૂપ–પ્રતિમા–[1] માનસપટ ઉપર અવશ્ય પ્રકટ થાય છે, તેથી નામ અને નામીના અભેદ સંબંધનો સિદ્ધાંત સ્પષ્ટ થાય છે.

શ્રી જિનેશ્વર દેવનું નામ હૃદયમાં સ્થિર થતાં–વાણીની મધ્યમા[2] અવસ્થામાં તે પ્રવેશતાં–તે પરમાત્મા આરાધકને જાણે ચક્ષુ વડે પોતાની સામે દેખાતા હોય, હૃદયમાં પ્રવેશ કરતા હોય, મધુર આલાપ કરતા હોય, સર્વ અંગોમાં અનુભવાતા હોય અને તન્મયભાવને પામી જતા હોય તેવો અનુભવ થાય છે. આવી જાતના અનુભવોથી સકલ કલ્યાણ સિદ્ધ થાય છે."[3] આ શબ્દો નામ તથા નામીનો ગાઢ સંબંધ દર્શાવે છે. નામ અને રૂપનો આવો વિશિષ્ટ સંબંધ તથા મહિમા છે. તેથી જ એક અપેક્ષાએ નામ નિત્ય અથવા અવિનાશી મનાય છે અને રૂપ પરિવર્તનશીલ મનાય છે. નામ અને રૂપમાં આજ કારણે નામનું પ્રાથમ્ય તથા માહાત્મ્ય સ્પષ્ટ છે.

નામના ઉચ્ચારણ સાથે નામીની ઉપસ્થિતિનો અનુભવ થવો તે નામાભ્યાસની પ્રગતિમાં મહત્ત્વપૂર્ણ અને અસંદિગ્ધ લક્ષણ છે.

નામના ઉચ્ચારણથી નમસ્કાર કરવાના પરિણામરૂપ પ્રકાશ આત્મામાં પ્રકટે છે. અગ્નિના ઉષ્ણગુણને જાણનારો અગ્નિ શબ્દના ઉચ્ચારણ સાથે જેમ ઉષ્ણગુણને સ્મરણ કરનારો થાય છે અથવા અગ્નિના આકારને ચિંતવતો થાય છે તેવી જ રીતે શ્રી અરિહંત ભગવંતના પ્રશમરસનિમગ્નાદિ આકારને જાણવાવાળો આરાધક તેમના નામના ઉચ્ચારણ સાથે પ્રશમરસનિમગ્નાદિ અથવા સમવસરણ સ્થિતાદિ આકૃતિને ચિંતવ્યા વિના રહેતો નથી.

---

૧. ..............., ठवणजिणा पुण जिणिंदपडिमाओ ।

..............., ................. ... ॥ ४ ॥ દેવવંદનભાષ્ય, પૃષ્ઠ ૩૭૫

૨. "વૈખરી' વાણીનું ઉપાદાન સ્થૂલ પ્રાણવૃત્તિ છે, પણ મધ્યમાવાણીનું ઉપાદાન બુદ્ધિ છે. મધ્યમા વાણીમાં ક્રમ હોય છે, કારણ કે તે પ્રાણમાં રહે છે. તાત્પર્ય કે મધ્યમાવાણીનો આધાર પ્રાણ છે, પણ ઉપાદાન બુદ્ધિ છે. એવું હોવા છતાં પણ મધ્યમાવાણીની ઉત્પત્તિમાં હેતુ ભલે સ્થૂલ પ્રાણવૃત્તિ નથી, પણ સૂક્ષ્મ પ્રાણવૃત્તિ તો છે જ. જેમ એ વાણી સૂક્ષ્મ પ્રાણવૃત્તિમાં રહે છે, તેમ મનમાં પણ રહે છે. વૈખરી અને પશ્યન્તીની મધ્યે એનું સ્થાન હોવાથી એ મધ્યમા કહેવાય છે."

'તાત્પર્ય કે મધ્યમા વાણી અંતઃસંકલ્પ્યમાન, ક્રમવાળી અને જેના વર્ણોના રૂપની અભિવ્યક્તિ શ્રોત્રથી ગ્રાહ્ય નથી તેવી હોય છે."

"વ્યક્તિરૂપ ભાવવાણી વૈકલ્પિક મતિરૂપ છે અને શ્રોત્રગ્રાહ્ય વાણીનું કારણ છે. તેને મધ્યમા કહે છે." "મધ્યમા વાણી શ્રુતજ્ઞાનોપયોગરૂપ છે." સ્યાદ્વાદ રત્નાકર, પરિચ્છેદ–૧, સૂત્ર ૭, પેજ ૮૯–૯૦.

૩. ............हृदयस्थितेसति भगवान् पुर इव परिस्फुरति

.... .... ....પ્રતિમાશતક પૃ. ૪

નામ શબ્દ છે અને આકૃતિ અર્થ છે-અર્થની જાણકારી વગરના સૂત્રને શાસ્ત્રકારો સુતેલુ જ (સુત્ત સુત્ત) ગણે છે અર્થ જાણ્યા વિનાનુ સૂત્રાધ્યયન પણ મ નાક્ષરોની માફક ફળ દેવાવાળુ તો છે જ પણ આત્માના અધ્યવસાયો જેમ જેમ શુભ થાય તેમ તેમ નિર્જરા વધારે થાય અધ્યવસાયોનુ શુભ થવું તે શુભ વિચારને આધીન છે શુભ વિચારોની ઉત્પત્તિ એકલા સૂત્રાધ્યયનથી થાય તેના કરતાં અર્થના વિચાર સાથે સૂત્રાધ્યયનથી ઘણી જ વધારે થાય તે સ્વાભાવિક છે તેથી સૂત્રના ઉચ્ચારણ સાથે અર્થની અને તેના ઉપયોગની અતિ આવશ્યકતા રહે છે

**દ્રવ્ય નિક્ષેપ**—દ્રવ્ય અરિહંતપણુ કેવલ તેઓની અતીત અને અનાગત દશાને લઈને જ ગણવામા આવે છે આ જ કારણથી જિન શબ્દના નિક્ષેપમા 'દવ્વજિણા જિણજીવા એટલે ભાવતીર્થંકરપણાની અવસ્થાને પામેલા અથવા પામવાવાળા જીવોને જ અતીત અને અનાગતકાલની અપેક્ષાએ દ્રવ્યજિન તરીકે ગણવામા આવેલા છે

ભગવાન શ્રી ઋષભદેવથી આરભી શ્રી વર્ધમાનસ્વામી સુધીના ચોવીસ તીર્થંકરો પૈકી કોઈ પણ હાલ ભવસ્થ નથી એટલે કે શરીરધારી નથી તે પૈકી કોઈ પણ વર્તમાનમા અરિહંત નામકર્મને ભોગવનાર પણ નથી તે ચોવીસેય તીર્થંકરો સર્વથા કર્મથી રહિત બનીને સિદ્ધિપદને પામેલા છે

વસ્તુત સર્વથા કર્મથી રહિત એવા સિદ્ધ પરમાત્મા, નામકર્મના ઉદયથી પ્રાપ્ત થતા અરિહંતપણામા વર્તતા હોય તેવો વિકલ્પ તેમના માટે જો સેવવામા આવે તો તે દ્રવ્યનિક્ષેપની ધારણા કર્યા સિવાય સભવિત નથી

જેમ નામ અને સ્થાપના ( આકૃતિ ) નિક્ષેપ આરાધ્ય છે તેમ દ્રવ્યનિક્ષેપ પણ આરાધ્ય છે એ વસ્તુ તો લોગસ્સ સૂત્ર અગે દર્શાવેલ નીચેની યુક્તિથી સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે

"શ્રી આદિનાથ ભગવાનની વિદ્યમાન અવસ્થામા જ્યારે સાધુઓ આવશ્યક ક્રિયા–પ્રતિક્રમણ કરે ત્યારે ષડાવશ્યક પૈકી બીજા આવશ્યક ચતુર્વિંશતિજિનસ્તવની આરાધના કરતી વેળાએ તેવીસ તીર્થંકરો તો તે વખતે થયા ન હોય અને ભવિષ્યમા થનારા હોય તેથી તેમને તે તેવીસ તીર્થંકરો દ્રવ્ય જિન રૂપે છે તેમની તે કાલે તે પ્રમાણે આરાધના કરવામા આવતી હતી જો દ્રવ્યનિક્ષેપ માનવામા ન આવે તો આ આરાધના ઘટિત થઈ શકે જ નહીં

શ્રીઆદિનાથ ભગવતના સમયમા ચતુર્વિંશતિજિનસ્તવને બદલે એકજિનસ્તવ હોવુ જોઈએ એમ જો કહેવામા આવે તો શ્રીઅજિતનાથ ભગવતના સમયમા દ્વિજિનસ્તવ હોવુ જોઈએ તો તે પ્રમાણે યુક્તિ ઘટતી નથી, કારણકે શાશ્વત અધ્યયનોના પાઠોમા લેશ પણ પરાવર્તનની શકયતાને જૈન દર્શન સ્વીકારતુ નથી તેથી દ્રવ્ય નિક્ષેપને આરાધ્ય માનવો જોઈએ[1] '

**ભાવ નિક્ષેપ**—ભાવ જિનની વ્યાખ્યા–ભાવજિણા સમવસરણત્થા–એ પ્રમાણે છે સમવસરણમા બિરાજમાનથઈ સાતિશય વાણી વડે દેશના દેતા જિનેશ્વર દેવ તે ભાવજિન છે તેમનુ સાલબન ધ્યાન નીચે પ્રમાણે કરવુ —

---

૧ પ્રતિમાશતક પૃ ૯

"[1]સર્વ પ્રાણીઓને હિતકર, જેના શરીરાદિ સૌંદર્યને કોઈ ઉપમા નથી એવા અનુપમ, અનેક અતિશયોથી સંપન્ન, આમર્ષૌષધિ વગેરે નાના પ્રકારની લબ્ધિઓથી સહિત, સંમવસરણમાં સાતિશય દેશના આપતા, દેવનિર્મિત સિંહાસન ઉપર બિરાજમાન, છત્રત્રય અને અશોકવૃક્ષ નીચે રહેલા, દેશના દ્વારા સર્વસત્ત્વોના પરમ અર્થ-મોક્ષ માટે પ્રવૃત્ત, અત્યન્ત મનોહર, શારીરિક અને માનસિક પીડાઓનું પરમ ઔષધ; સર્વ સંપત્તિઓનું અનુપહત-અવન્ધ્ય-બીજ, ચક્રાદિ લક્ષણોથી યુક્ત, સર્વોત્તમ પુણ્યના પરમાણુઓથી બનેલા, પૃથ્વી પર ભવ્યોને માટે નિર્વાણનું પરમ સાધન; અસાધારણ માહાત્મ્યવાળા, દેવો અને સિદ્ધયોગીઓ (વિદ્યામંત્રાદિ સિદ્ધો) ને પણ વંદનીય અને 'વરેણ્ય' શબ્દ વડે વાચ્ય એવા શ્રી જિનેન્દ્ર રુપનું ધ્યાન કરવું.' (એ સાલંબન યોગ છે)

જિનેશ્વરો નામ-સ્થાપના-દ્રવ્ય અને ભાવસ્વરૂપ હોવાથી તેમની સ્થાપના માનસ પ્રત્યક્ષ થવાથી કે તેનું દર્શન કરવાથી તેમની ભાવ દશાનું સ્મરણ થાય છે અને તે દ્વારા આત્માને તેમના ગુણોનું સ્મરણ થાય છે.

ભગવંતના નામ, સ્થાપના તથા દ્રવ્ય-આ ત્રણેય નિક્ષેપા ભાવઅર્હંત્ સાથે અભેદબુદ્ધિ કરવામાં કારણ છે અને આ પ્રકાર શુદ્ધહૃદયવાળા મહાત્માઓને શાસ્ત્રથી ઇષ્ટ છે અને અનુભવથી દૃષ્ટ છે.

ઉપર પ્રમાણે શુદ્ધ પ્રણિધાન ધરીને અરિહંતોનું કીર્તન અને વંદન જે આરાધક કરે તે પરમં આનંદ પામે અને તેની સ્તવના સફળ થાય.[2]

**અર્થાધિકાર**—લોગસ્સ સૂત્રનો અર્થાધિકાર **સદ્ભૂતગુણોત્કીર્તન** છે.[3] આ વિષયને જરા વિશદતાથી વિચારીએ,

---

૧ सर्वजगद्धित मनुपम-मतिशयसंदोह मृद्धिसंयुक्तम् ।
ध्येयं जिनेन्द्ररूपं, सदसि गदत्तत्परं चैव ॥ १ ॥
सिंहासनोपविष्टं, छत्रत्रयकल्पपादपस्याधः ।
सत्त्वार्थसम्प्रवृत्तं, देशनया कान्तमत्यन्तम् ॥ २ ॥
आधीनां परमौषध-मव्याहतं मखिलसम्पदां बीजम् ।
चक्रादिलक्षणयुतं, सर्वोत्तमपुण्यनिर्माणम् ॥ ३ ॥
निर्वाणसाधनं भुवि, भव्यानामग्र्य मतुलमाहात्म्यम् ।
सुरसिद्धयोगिवन्द्यं, वरेण्यशब्दाभिधेयंच ॥ ४ ॥

ષોડશક પ્રકરણ, (પંચદશ ષોડશક) પત્ર ૮૨ આ

૨. શાંતિસ્વરૂપ એહ ભાવશે, જે ધરી શુદ્ધ પ્રણિધાન રે;
આનંદઘન પદ પામશે, તે લેશે બહુમાન રે.........શાંતિજિન

(આનંદઘનજી કૃત સ્તવન)

૩. आवस्सगस्स णं इमे अत्थाहिगारा भवंति । तं जहा-सावज्ज-जोग-विरई, उक्कित्तण गुणवओ अ पडिवत्ती।

—અણુઓગદ્વાર સુત્ત. (સૂત્ર ૫૮)

વદના તે અનાદિ ભવથી થતી આવે છે, માટે મુજ્ઞ પુરુષોએ હવે એવી વદના કરવી કે જે મોક્ષને મેળવવામા અનન્યકારણભૂત હોય શુદ્ધ ભાવવદનાના યોગે જીવને અર્ધપુદ્ગલ પરાવર્તથી અધિક સસારભ્રમણ રહેતુ નથી

સદ્ભાવ માત્રથી મોક્ષ પ્રાપ્ત થતો નથી પરન્તુ તે પ્રમાણે ભાવશુદ્ધિને માટે પ્રયત્ન કરવો જોઈએ શુદ્ધ ભાવ અને શુદ્ધ વર્ણોચ્ચારપૂર્વક અર્થચિન્તનાદિ વડે કરાતી વદના યથોદિત ગુણવાળી હોઈને નિશ્ચયે મોક્ષ ફળને આપે છે જ

**પાંચમી, છઠ્ઠી, સાતમી ગાથા**—આ ગાથાઓને પ્રણિધાન-ગાથાત્રિક રૂપે દર્શાવવામા આવી છે

મનની વિશિષ્ટ એકાગ્રતા, પ્રશસ્ત અવધાન કે દૃઢ અધ્યવસાયોને **પ્રણિધાન** કહેવામા આવે છે પ્રણિધાન, અધ્યવસાય કે મનની સ્થિરતા-એક અર્થવાળા શબ્દો છે

જે વિશુદ્ધ ભાવનાથી પ્રધાન છે, જેમા મન તેના (વીતરાગના) અર્થના (વિષયમા) અર્પિત થયેલ છે તથા શક્તિ મુજબ ક્રિયાચિહ્નથી જે યુક્ત છે તે પ્રણિધાન કહેવાય છે હૃદયગત પ્રશસ્તભાવનાઓ આ ત્રણ ગાથામા ભક્તિપૂર્વક પ્રદર્શિત કરવામા આવી છે તેથી આ ગાથાઓને પ્રણિધાન-ગાથા-ત્રિક કહેવામા આવે છે

હૃદયગત ભાવોને પ્રકટ કરવા માટે અભિથુઆ શબ્દ દ્વારા જિનવરોનુ ('અભિમુખ ભાવથી સ્તવાયેલા' એવો અર્થ કરીને) સનિધાન કરવામા આવ્યુ છે, અર્થાત્ ચતુર્વિશતિ જિનવરોને બુદ્ધિની સમીપ લાવવાનો **પ્રયત્ન** કરવામા આવ્યો છે

પાચમી ગાથામા પરમાત્માઓ પ્રસન્ન થાઓ એવી સ્તુતિ છે છઠ્ઠી ગાથામા આરોગ્યાદિની યાચના છે વસ્તુત. **વિઘ્ન પર પરાનો** જય કરવાનુ સામર્થ્ય પ્રગટે તેવી અભિલાષા તેમા રહેલી છે

કેવળજ્ઞાનના પ્રકાશપૂર્વકના વચનરૂપી દીપકથી ઉદ્યોત કરવાના સ્વભાવવાળા-એ પ્રકારે જેમને શરૂઆતમા સ્તવ્યા હતા તેમના વિષે મનની વિશિષ્ટ એકાગ્રતાપૂર્વક અનુચિન્તન કરતા તેઓ તેજના મહાઅબારસ્વરૂપ અવભાસમાન થાય છે[1] પહેલા, અનેક ચન્દ્રો કરતા વધારે નિર્મલ જ્યોતસ્વરૂપ,[2] પછી અનેક સૂર્યો કરતા વધારે તેજોમય અને જાજ્વલ્યમાન સ્વરૂપ[3] અને ત્યારપછી અકથ્ય આનદના મહાસાગર સ્વરૂપ જેથી તેઓ સ્વયમ્ભૂરમણ સમુદ્રથી પણ વધારે ગમ્ભીર[4] જણાય છે.

---

१ आत्मस्थ त्रैलोक्य-प्रकाशक ।

२ ज्योति पर परस्तात् तमसो ।

३ आदत्यवर्णममल ।

४ स्तिमितरङ्गादधिममम् ।

ષોડશક પ્રકરણ (પચદશષોડશક) ગાથા ૧૧ થી ૧૫

અનાદિકાળથી સૂક્ષ્મ નિગોદમા રહેલો જીવ પોતાની ભવિતવ્યતાનો પરિપાક થવાના યોગે સૂક્ષ્મ નિગોદમાથી બહાર નીકળે છે ત્યારે તેમા કર્મનો ક્ષયોપશમ કે એવા કોઈ કારણો કાઈ ભાગ ભજવતા નથી માત્ર ભવિતવ્યતાજ ભાગ ભજવે છે ત્યાથી બહાર નીકળ્યા પછી યથા પ્રવૃત્તિકરણના યોગે કર્મોનો જે ક્ષયોપશમ તે કરે છે તેના કરતા ગુણપ્રાપ્તિ દ્વારાએ થતો કર્મોનો ક્ષયોપશમ અધિક અને વૈશિષ્ટ્યપૂર્ણ હોય છે ગુણાનુરાગ વિના ગુણપ્રાપ્તિ સભવતી નથી એટલે ગુણપ્રાપ્તિનુ મુખ્ય કારણ ગુણાનુરાગ છે ગુણાનુરાગ એ આત્માની ઉન્નતિનું સોપાન છે ગુણાનુરાગ હોય ત્યા ગુણપ્રશસા સ્વતમેવ આવે છે આવી ગુણપ્રશસાને–સદ્ભૂત ગુણોની પ્રશસાને દર્શાવતુ સૂત્ર તે 'લોગસ્સ સૂત્ર' છે અને તેથી જ તેનો અર્થાધિકાર સદ્ભૂતગુણોત્કીર્તન છે એમ જણાવાયુ છે

જે કોઈ સર્વ ગુણોથી અધિક હોય તેનુ જ ગુણોત્કીર્તન થાય અને તેવા કોઈ પણ આત્માઓ આ વિશ્વમા હોય તો તે શ્રી તીર્થંકર ભગવતો જ છે તેના કારણોનો નિર્દેશ કરતા દર્શાવ્યુ છે કે–

૧ પ્રધાન રીતે કર્મક્ષયનુ કારણ હોવાથી—અરિહત ભગવતો કર્મકક્ષહુતાશન રૂપે સ્તવાયા છે "તેમને ભાવપૂર્વક કરાયેલો નમસ્કાર જીવને સસાર સાગરથી તારે છે" એમ શાસ્ત્રામા અનેક સ્થળે કહેવામા આવ્યુ છે

૨ પ્રાપ્ત થયેલ બોધિની વિશુદ્ધિમા હેતુ હોવાથી—બોધિ તે સમ્યગદર્શન છે સમ્યગ્ દર્શન એ જ મોક્ષમાર્ગનુ મૂળ છે સમ્યગદર્શનથી જ મોક્ષની પ્રાપ્તિના આતરાનો નિયમ થઈ શકે છે અને તેથી જ સમ્યગદર્શનને ધર્મના મૂળ, દ્વાર પ્રતિષ્ઠાન, આધાર, ભાજન અને નિધિ તરીકે ઓળખાવવામા આવે છે સમ્યગદર્શનવાળાને જ મોક્ષમાર્ગની અપેક્ષાએ દેખનાર તરીકે ગણવામા આવે છે જો સમ્યગદર્શન ન હોય તો આરાધકપણાની દૃષ્ટિએ તેને આધળો ગણવામા આવે છે પણ તે સમ્યગ્દર્શન જીવાદિ તત્ત્વોના હેય, જ્ઞેય અને ઉપાદેય પણાના નિશ્ચય રૂપ હોય છે નામસ્મરણની ઉપાદેય ભક્તિથી આરાધકની બોધિ સમય જતા ઉત્તરોત્તર વિશુદ્ધતા પામે છે

૩ ભવાતરમા બોધિનો લાભ કરાવનાર હોવાથી—ભવાતરમા પણ બોધિની વિશુદ્ધિની ક્રમિક ઉન્નતિ ચાલ્યા કરે છે તે ઉન્નતિ પરમ દશાએ પહોચે તો જ મોક્ષ સિદ્ધ થાય

૪ સાવદ્ય યોગોની વિરતિના ઉપદેશકપણાને લીધે ઉપકારી હોવાથી—જગતના તમામ જીવોનુ હિત ઈચ્છી તમને આત્મક યાણનો સાચો રસ્તો બતાવવો એ કાર્ય તો કોઈ વિરલ વિભૂતિઓ વડે જ–જગદ્ગુરૂઓ વડે જ–કરી શકાય છે તેવા જગદ્ગુરૂઓ શ્રી અરિહત પરમાત્માઓ જ –ચોવીસ તીર્થંકર ભગવતો જ–છે માટે જ લોગસ્સ સૂત્રમા અરિહતભગવતોનુ જ ગુણોત્કીર્તન કરવામા આવ્યુ છે

ગુણોત્કીર્તન એ ગુણાનુરાગ હોવાથી ગુણની પ્રાપ્તિનુ કારણ બને છે જૈનેતર ગ્રથોમા પણ કહેવામા આવ્યુ છે કે वन्दे तद्गुण लब्धये–"ભગવતના ગુણો મને પ્રાપ્ત થાય તે માટે વદન કરુ છુ"

ગુણનો અનુરાગ ગુણી દ્વારા જ દર્શાવી શકાય છે ગુણીનુ પ્રત્યક્ષદર્શન એટલુ બધુ ઉપયોગી નીવડે છે કે સ્વતત્ર રીતે તેનુ ગ્રહણ, તેને વદન, તેને નમસ્કાર, તેની પર્યુપાસના એ બધુ તેના પ્રત્યક્ષપણાને લીધે જ થઈ શકે છે

સમ્યગદર્શનાદિ ધર્મ અરિહત ભગવતમા સપૂર્ણપણે છે સમ્યગદર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર–એ ત્રણ આત્માના સ્વભાવિક ગુણો છે તેથી તે ત્રણે ગુણો ક્ષાયિકસમ્યકત્વ, ક્ષાયિકજ્ઞાન અને ક્ષાયિકચારિત્ર વીતરાગપણે સર્વ કર્મનો ક્ષય કરી તેઓ સિદ્ધ દશા મેળવે તો ત્યા પણ રહે છે

**લોગસ્સ સૂત્રનું બંધારણ**—આ સ્તવ સાત ગાથાનું છે. તેના ત્રણ ખંડ છે. પહેલી ગાથાનો પહેલો ખંડ જે 'સિલોગ' છંદમાં છે. તે પ્રતિજ્ઞાનો નિર્દેશ કરે છે. બીજી, ત્રીજી અને ચોથી ગાથાનો બીજો ખંડ જે 'ગાહા' છંદમાં છે તેમાં ચતુર્વિંશતિજિનનામસ્મરણ તથા વંદના છે. પાંચમી, છઠ્ઠી અને સાતમી ગાથાનો ત્રીજો ખંડ જે પણ 'ગાહા' છંદમાં છે તેને શ્રી સુબોધાસામાચારીમાં પ્રણિધાન-ગાથા-ત્રિક[1] કહેવામાં આવેલ છે.

**પહેલી ગાથા**—અરિહંત ભગવંતનાં ચાર વિશેષણો મૂકવાથી ઈતર અરિહંતો[2] ગ્રહણ થતા નથી. કિત્તइस्सं થી નામસ્મરણની પ્રતિજ્ઞાનો નિર્દેશ પણ અહીં મળે છે.

**બીજી, ત્રીજી અને ચોથી ગાથા**—વર્તમાન ચોવીસીનાં નામો અહીં આપવામાં આવ્યાં છે અને તેમને વંદના-ભાવવંદના કરવામાં આવી છે. તે ભાવવંદનાના પ્રકારની વિચારણા કરશું.

**ભાવવંદના**—તેનાં મુખ્ય લક્ષણો નીચે પ્રમાણે છે :

(૧) ક્રિયામાં (સ્મરણમાં) સતત ઉપયોગ, લક્ષ્ય કે સાવધાની.

(૨) સ્તવ કે સૂત્રનો ઉચ્ચાર કરતાં તેના અર્થની વિચારણા.

(૩) આરાધ્ય અરિહંતદેવ પ્રત્યે બહુમાન.

(૪) વંદનની ક્રિયા કરવાની તક મળવા બદલ હૃદયમાં આનંદની લાગણી.

(૫) ભવભ્રમણનો ભય કે નિર્વેદ.

તાત્પર્ય એ છે કે લોગસ્સ સૂત્રનું સ્મરણ જ્યારે ચાલતું હોય ત્યારે તે સિવાયના અન્ય કોઈ વિચારમાં મનને જવા ન દેતાં તેની (સ્મરણ) ક્રિયા, તેના વર્ણો (શબ્દો), તેની અર્થવિચારણા અને તેનો મુખ્ય વિષય જે અરિહંતદેવ તેના પર જ મનને એકાગ્ર કરવું.

ઉપર દર્શાવેલા લક્ષણોથી વિપરીત હોય તે દ્રવ્યવંદના કહેવાય.[3]

ક્ષાયોપશમિકભાવ વડે પરમ આદરથી કરવામાં આવેલું વંદન શુભભાવની વૃદ્ધિ કરનારું છે.

---

૧. नामारिहंतत्थए आइए अट्ठम तओ पढमसिलोगस्स पढणा वायणा दिज्जइ तओ पंचवीस आयंबिलाणि बारसहिं गएहिं गाहातिगस्स बीया वायणा दिज्जइ. पुणोऽवि तेरसहिं गएहिं पणिहाणगाहातिगस्स तइया दिज्जइ वायणा ५. पंचमस्स विही.

સુબોધા સામાચારી, પત્ર ૫ આ.

2. See 'The Jain Prayer' By Dr. Harisatya Bhattacharya.
See 'The Concept Of Arhat' By Padmanabha Jaini.
જુઓ 'વૈદિકપદાનુક્રમકોષ' માં શબ્દ 'અર્હ', 'અર્હત્' વિ.

૩. लिंगा ण तिए भावो, ण तयत्थालोयणं ण गुणरागो
णो विम्हओ ण भवभय-मिय वच्चासो य दोण्हंपि ॥ ९ ॥

પંચાશક પ્રકરણ (તૃતીય પંચાશક) ગાથા ૯

# 'પ્રાક્-કથન'માં આધારભૂત ગ્રન્થોની સૂચી

| ક્રમ | ગ્રન્થ / પ્રકાશક | કર્તા / વર્ષ |
| --- | --- | --- |
| ૧ | અજિતશાંતિસ્તવ | મહર્ષિ નંદિષેણ |
| ૨ | અણુઓગદ્દાર સુત્ત | શ્રુતસ્થવિર |
| | દેવચંદ લાલભાઈ જૈ. પુ. સંસ્થા, સૂરત | વિ. સં. ૧૯૭૨ |
| ૩ | આનંદઘનજી કૃત ચોવીસી | શ્રી આનંદઘનજી |
| | પ્રભુદાસ બેચરદાસ પારેખ | વિ. સં. ૨૦૦૬ |
| ૪ | કલ્યાણમંદિરસ્તોત્ર | શ્રી સિદ્ધસેન દિવાકર |
| ૫ | ચઉસરણપઇણ્ણય | શ્રી શ્રુતસ્થવિર |
| | આગમોદય સમિતિ, સૂરત | વિ. સં. ૧૯૮૩ |
| ૬ | જિનસહસ્રનામ | પંડિત આશાધર |
| | ભારતીય જ્ઞાનપીઠ, કાશી | વિ. સં. ૨૦૧૦ |
| ૭ | દ્વાત્રિંશત્ દ્વાત્રિંશિકા | શ્રી યશોવિજયજી ઉપાધ્યાય |
| | જૈન ધર્મ પ્રસારક સભા, ભાવનગર | વિ. સં. ૧૯૯૬ |
| ૮ | દેવવંદન ભાષ્ય | શ્રી દેવેન્દ્રસૂરિ |
| | ઋષભદેવ કેસરીમલ જૈન શ્વે. સંસ્થા, રતલામ | વિ. સં. ૧૯૯૪ |
| ૯ | પંચાશક પ્રકરણ | શ્રી હરિભદ્રસૂરિ |
| | જૈન ધર્મ પ્રસારક સભા, ભાવનગર. | વિ. સં. ૨૪૩૮ |
| ૧૦ | પ્રતિમાશતક | શ્રી યશોવિજયજી ઉપાધ્યાય |
| | મુક્તિકમલ જૈન મોહનમાલા, વડોદરા | વિ. સં. ૨૪૪૬ |
| ૧૧ | ભક્તામરસ્તોત્ર | શ્રી માનતુંગસૂરિ |
| ૧૨ | રાયપસેણઇય સુત્ત | શ્રી સુધર્માસ્વામી |
| | ગુર્જરગ્રન્થરત્નકાર્યાલય, અમદાવાદ | વિ. સં. ૧૯૯૪ |
| ૧૩ | વૈદિકપદાનુક્રમ કોષ (શાન્તકુટી, વૈદિક ગ્રન્થમાલા) | સંપા. વિશ્વબન્ધુશાસ્ત્રી |
| | વિશ્વેશ્વરાનંદ વૈદિક રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટ, લાહોર. | ઈ. સ. ૧૯૪૫ |
| ૧૪ | ષોડશક પ્રકરણ | શ્રી હરિભદ્રસૂરિ |
| | દેવચં. લાલભાઈ જૈ. પુ. સંસ્થા, સૂરત | વિ. સં. ૧૯૮૦ |

| | | |
|---|---|---|
| ૧૫ | **સકલાર્હત્સ્તોત્ર**<br>( પ્રતિક્રમણ સૂત્ર પ્રબોધ ટીકા ભા. ૩ અન્તર્ગત )<br>જૈન સાહિત્ય વિકાસ મંડળ, વીલેપારલે | શ્રી હેમચન્દ્રસૂરિ<br><br>વિ. સં. ૨૦૦૯ |
| ૧૬ | **સિદ્ધચક્ર પાક્ષિક** ( ફાઈલ ) | શ્રી સાગરાનંદસૂરીશ્વરજી |
| ૧૭ | **સુબોધા સામાચારી**<br>દેવચંદ લાલભાઈ જૈ. પુ. સંસ્થા, સૂરત. | શ્રી ચન્દ્રાચાર્ય<br>વિ. સં. ૧૯૮૦ |
| ૧૮ | **સ્યાદ્વાદ રત્નાકર પ્રથમ ભાગ**<br>મોતીલાલ લાધાજી, પૂના. | વાદિદેવસૂરિ<br>વિ. સં. ૨૪૫૩ |
| ૧૯ | The Concept of Arhat<br>( આચાર્ય વિજયવલ્લભસૂરિસ્મારકગ્રન્થ અન્તર્ગત )<br>મહાવીર જૈન વિદ્યાલય, મુંબઇ. | Shri Padmanabh Jaini<br><br>ઈ. સ. ૧૯૫૬ |
| ૨૦ | The Jain Prayer<br>University of Calcutta. | Dr. Harisatya Bhattacharya<br>A. D. 1964 |




# પરિચય

## લોગસ્સ સૂત્રનું પ્રામાણ્ય —

લોગસ્સ સૂત્રનુ બીજુ નામ ચતુર્વિંશતિસ્તવ સૂત્ર છે, ચતુર્વિંશતિસ્તવ સૂત્ર એ મૂલ આવશ્યક સૂત્રનુ બીજુ અધ્યયન છે વિદ્યમાન ૪૫ આગમોમા ૧૧ અગ, ૧૨ ઉપાગ, ૧૦ પયન્ના, ૬ છેદ, ૪ મૂલ તથા શ્રી નદી અને અનુયોગદ્વાર સૂત્ર ગણાય છે ચાર મૂલ સૂત્રના નામ શ્રી દશવૈકાલિક સૂત્ર શ્રી આવશ્યક સૂત્ર, શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર અને શ્રી ઓઘનિર્યુંક્તિ છે આવશ્યક એ મૂલ ચાર સૂત્રમા પ્રથમ સૂત્ર છે આવશ્યકસૂત્રના છ અધ્યયનો છે, તેમા ચતુર્વિંશતિસ્તવ એ બીજા અધ્યયનનુ નામ છે પહેલુ સામાયિક, બીજુ ચતુર્વિંશતિસ્તવ, ત્રીજુ વદન, ચોથુ પ્રતિક્રમણ પાચમુ કાયોત્સર્ગ અને છઠ્ઠે પ્રત્યાખ્યાન એમ શ્રી આવશ્યક સૂત્રના છ અધ્યયનો છે સામાયિકનો અર્થાધિકાર સાવદ્યયોગની વિરતિ, ચતુર્વિંશતિસ્તવનો અર્થાધિકાર સદ્ભુત ગુણોનુ કીર્તન, વદનનો અર્થાધિકાર ગુણવાન એવા ગુરુનો વિનય, પ્રતિક્રમણનો અર્થાધિકાર સ્ખલિતની નિંદા, કાયોત્સર્ગનો અર્થાધિકાર ભાવ વ્રણની ચિકિત્સા અને પ્રત્યાખ્યાનનો અર્થાધિકાર સયમ ગુણની ધારણા છે શ્રી જિનપ્રવચન છ આવશ્યકમય અને પચ આચારમય છે છ આવશ્યકોમા સામાયિક મુખ્ય છે તીર્થંકરો સામાયિક ધર્મનો ઉપદેશ આપે છે, માટે તેમની સ્તુતિ એ બીજુ આવશ્યક છે સામાયિક ધર્મનુ પાલન કરનારા ગુરુઓનુ વદન એ ત્રીજુ આવશ્યક છે સામાયિક ધર્મના પાલનમા આવેલી સ્ખલનાની શુદ્ધિ, લાગેલા દોષરૂપી વ્રણની ચિકિત્સા, અને ફરી સામાયિક ગુણનુ શુદ્ધ ધારણ એ અનુક્રમે ચોથુ પાચમુ અને છઠ્ઠુ આવશ્યક છે શ્રી જિનાગમમા સામાયિક ચાર પ્રકારના વર્ણવેલા છ સમ્યક્ત્વ સામાયિક, શ્રુતસામાયિક દેશવિરતિ સામાયિક અને સર્વવિરતિ સામાયિક એ ચારે પ્રકારના સામાયિક પાચ આચારમય છે જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચાર એ પાચ આચારો છે અને તે આચારોની શુદ્ધિ છ આવશ્યકો વડે થાય છે તેથી શ્રી જિન-પ્રવચનને છ આવશ્યકમય અને પાચ આચારમય કહ્યુ છે, તે યથાર્થ છે સામાયિક આવશ્યક વડે ચારિત્રાચારની શુદ્ધિ થાય છે, ચતુર્વિંશતિસ્તવ વડે દર્શનાચારની શુદ્ધિ થાય છે, ગુરુવદન વડે જ્ઞાનાચારની શુદ્ધિ થાય છે, તથા પ્રતિક્રમણ કાયોત્સર્ગ અને પચ્ચક્ખાણ આવશ્યક વડે જ્ઞાન દર્શન, ચારિત્ર અને તપ એ ચારે આચારોની શુદ્ધિ થાય છે તથા વીર્યાચારની શુદ્ધિ સર્વ આવશ્યકો વડે થાય છ એ રીતે પચાચારની શુદ્ધિ કરનાર ષડાવશ્યકમય જિન પ્રવચનની આરાધના એ મુખ્યત સામાયિક ધર્મની આરાધના છે કહ્યુ છે કે —સર્વ ભાવોનો આધાર જેમ આકાશ છે, તેમ સર્વ ગુણોનો આધાર સામાયિક છે, તેથી શારીરિક અને માનસિકાદિ અનેક દુખોનો નાશ કરનાર એવા સામાયિક ધર્મનો ઉપદેશ સર્વ તીર્થંકરોએ આપ્યો છે *

* सामायिक गुणाना – माधार रामेव सर्वभावानां ।
नहि सामायिकहीना श्वरणादिगुणान्विता यन ॥ १ ॥
तस्माज्जगाद भगवान् मामायिकमेव निरुपमोपायम्
शारीरमानसानेक – दु खनाशस्य मोक्षस्य ॥ २ ॥

શ્રી અનુયોગદ્વાર સૂત્ર ટીકા પત્ર ૪૪ આ

**સામાયિક ધર્મ:—**

શ્રી તીર્થંકરદેવના આગમોમાં પદે પદે ધર્મની જ એક પ્રશંસા છે. ધર્મ એ ઉત્કૃષ્ટ મંગળ છે, ધર્મ સ્વર્ગ-અપવર્ગ આદિ ઉત્તમ પદોને આપે છે, સંસારરૂપી ઘોર અરણ્યનું ઉલ્લંઘન કરવા માટે ધર્મ એ માર્ગદર્શક છે, ધર્મ માતાની જેમ પોષણ આપનાર, પિતાની જેમ પાલન કરનાર, મિત્રની જેમ સ્નેહ કરનાર, બંધુની જેમ પ્રેમ કરનાર, ગુરુની જેમ ઉત્તમ ગુણોને આપનાર અને સ્વામીની જેમ પરમ સહાય કરનાર છે. આવી અનેક ઉપમાઓથી ધર્મની સ્તુતિ શાસ્ત્રોમાં કરાયેલી છે. ધર્મથી જીવ રાજા થાય છે, ધર્મથી બળદેવ વાસુદેવ અને ચક્રવર્તીપણું મળે છે, ધર્મથી જ દેવ, ધર્મથી ઇંદ્ર અને ધર્મથી જ અહમિન્દ્રનાં પદો મળે છે અને અરિહંતપણું અર્થાત્ સર્વોત્તમ તીર્થંકર પદ પણ ધર્મથી જ પ્રાપ્ત થાય છે, એ રીતે ધર્મનો મહિમા ગવાયેલો છે. એ ધર્મ બીજો કોઈ નહિ પણ સામાયિક ધર્મ જ છે. ધર્મના દાન, શીલ, તપ અને ભાવ તથા અહિંસા, સંયમ અને તપ વગેરે જેટલા પ્રકારો છે, તે બધા સામાયિક ધર્મની જ પુષ્ટિ કરનારા છે. શ્રુતધર્મ અને ચારિત્રધર્મ પણ સામાયિક ધર્મના જ ભેદ છે. શ્રુતધર્મ સામાયિક ધર્મનું માહાત્મ્ય વર્ણવે છે અને ચારિત્રધર્મ તેનું પાલન બતાવે છે. લોગસ્સ સૂત્રમાં ચોવીસ તીર્થંકરો અને ઉપલક્ષણથી અનંત તીર્થંકરોની સ્તુતિ છે, તે સામાયિક ધર્મના ઉપદેશ અને પાલનને અંગે જ છે. સામાયિક ધર્મના આદ્યપ્રકાશક તીર્થંકર ભગવંતો છે, તેથી શક્રસ્તવમાં તેમની સ્તુતિ ધર્મના દાતાર, ધર્મના ઉપદેશક, ધર્મના નાયક, ધર્મના સારથિ અને ચાર પ્રકારના ધર્મ વડે ચાર ગતિનો અંત કરનાર ધર્મવરચાતુરંતચક્રવર્તી આદિ વિશેષણોથી થયેલી છે.

**સામાયિકનું સ્વરૂપ:—**

સામાયિક ધર્મનું બહિરંગ સ્વરૂપ સર્વ સાવદ્ય વ્યાપારોનો ત્યાગ છે અને અંતરંગ સ્વરૂપ સર્વજીવો પ્રત્યે આત્મતુલ્ય સમતાભાવ છે. સામાયિકને વાસીચંદનકલ્પમધ્યસ્થભાવ પણ કહ્યો છે. રાગદ્વેષનો વિજય, સમસુખદુઃખવૃત્તિ, સર્વત્ર કલ્યાણૈકશીલતા વગેરે તેનાં જ પર્યાયો છે. નિશ્ચય-નયની દૃષ્ટિએ આત્મા એ જ સામાયિક છે અને વ્યવહારનયની દૃષ્ટિએ આત્મસ્વરૂપની પ્રાપ્તિ કરાવી આપનારાં સઘળાં સાધનો એ સામાયિક છે. જે જે સાધનોથી આત્માભિમુખ વૃત્તિ સધાય તે સઘળાં સાધનો એ સામાયિકની જ સિદ્ધિ કરાવનારાં છે. મોક્ષમાર્ગમાં જોડનારો સઘળો ધર્મ-વ્યાપાર, સમતત્વને સાધનાર સકળ કુશળ અનુષ્ઠાન, સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, અને સમ્યક્ચારિત્રરૂપી રત્નત્રયની સઘળી સામગ્રી, એ સામાયિક ધર્મનાં જ અંગો છે. સામાયિક ધર્મનું લક્ષ્ય આત્મા અને તેના ગુણો છે. જે ધર્મ વ્યાપારોથી આત્મગુણો પ્રગટ થાય અને આત્મ સ્થિતિ સધાય તે ધર્મવ્યાપારોને સામાયિક ધર્મ તરીકે તીર્થંકરોએ ઉપદેશ્યા છે.

**ચતુર્વિંશતિસ્તવ:—**

સામાયિક ધર્મનું લક્ષ્ય આત્મા અને તેના ગુણો છે, એ જાણ્યા પછી એની સિદ્ધિ માટેનાં સાધનોમાં પ્રધાન સાધન સામાયિક ધર્મને ઉપદેશનારા તીર્થંકરોની સ્તુતિ છે, તેથી તેને બીજું આવશ્યક કહ્યું છે. આધ્યાત્મિક સાધનામાં સામાયિક એ પ્રથમ આવશ્યક છે અને ચતુર્વિંશતિસ્તવ એ બીજું આવશ્યક છે. મોક્ષમાર્ગની સાધનામાં શ્રદ્ધા, જ્ઞાન અને ચારિત્રને વિકસાવનાર ક્રિયાઓ અતિઅગત્યનું સ્થાન ધરાવે છે. શ્રદ્ધાથી સત્યની નજીક જવાય છે, જ્ઞાનથી સત્યની પકડ થાય છે, ચારિત્રથી સત્યનું આચરણ થાય છે અને ક્રિયા ( Rituals ) થી સત્યની સાથે એકતા

અનુભવાય છે. કોઈ પણ વસ્તુનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે જેમ તે વસ્તુના નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવને વિચારવા પડે છે, તેમ મોક્ષમાર્ગમાં પોતાનો આદર્શ અને ધ્યેય જે આત્મ સ્વરૂપની સિદ્ધિ અને આત્મ ગુણોની પૂર્ણતા છે, તે માટે ધ્યેયની સાથે અને આદર્શની સાથે એકતા સિદ્ધ કરવાની હોય છે. તે એકતા સિદ્ધ કરવા માટે ધ્યેયની પણ ચારે બાજુઓનો વિચાર કરવાનો હોય છે. ધ્યેય પ્રત્યે ભક્તિ અને પ્રેમ જગાડવા માટે ધ્યેયનાં નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એ ચારેને આદરથી જોવાના અને પૂજવાના હોય છે. ધ્યેયનું આદરપૂર્વક દર્શન-પૂજન એ ધ્યેયની સાથે એકતા સિદ્ધ કરવાનો અનન્ય ઉપાય છે.*

## નામાદિ નિક્ષેપઃ—

શાસ્ત્રોમા કહ્યુ છે કે નામ, સ્થાપના અને દ્રવ્ય એ ત્રણ નિક્ષેપા ભાવઅરિહંતની સાથે તદ્રુપતાની અભેદબુદ્ધિ સાધવામા પરમ કારણ છે. અનુભવ પણ એમ જ કહે છે. નામાદિ ત્રણનો આશ્રય લીધા વિના ભાવનિક્ષેપને ચિત્તની અંદર સ્થાપન કરવાની ક્રિયા એ આખ વિના જ પોતાનુ મુખ દર્પણમા જોવાની ક્રિયા જેવી છે નામાદિ નિક્ષેપાનો અનાદર કરવાથી ભાવોલ્લાસ સાધી શકાતો નથી. જેમ શાસ્ત્રને આગળ કરવાથી શાસ્ત્રને કહેનારા પુરુષોને જ આગળ કરવામા આવે છે, તેમ નામાદિ ત્રણ નિક્ષેપનો આદર કરવાથી તેની સાથે સંબંધ ધારણ કરનારા ભગવાનનો જ આદર થાય છે.[1] અહીં એમ કહેવામા આવે કે નામાદિ ત્રણનો આશ્રય લેનાર પ્રત્યેક વ્યક્તિમા ભાવની ઉત્પત્તિ થાય જ એવો નિયમ નથી, તો એ વાત ભાવ નિક્ષેપને પણ તેટલી જ લાગુ પડે છે. સાક્ષાત્ ભગવાનને જોઈને પણ બધાને ભાવોલ્લાસ થાય તેવો નિયમ નથી. અભવ્ય કે દુર્ભવ્ય આત્માઓ સાક્ષાત્ ભગવાનને જોઈને પણ ભાવોલ્લાસવાળા બનતા નથી. એટલે એ દૃષ્ટિએ ચારે નિક્ષેપોની તુલ્યતા છે જ્યા ભાવનિક્ષેપની જ એક પ્રધાનતા બતાવી છે, ત્યાં નિશ્ચયનયનું અવલંબન લીધુ છે વ્યવહારનયના મતે ભાવોલ્લાસમા કારણભૂત નામાદિ નિક્ષેપોનું મહત્ત્વ પણ તેટલું જ છે.

---

* All of the Jain rituals circle round one and the only one central ideal, the perfect soul, full of knowledge, purity, power and bliss The object and goal of ritual is to become one with the ideal, namely, the perfection. It is the way in which we manifest our love and reverence for our ideal. As knowledge of every object is derived by considering its four aspects, name (નામ), status (સ્થાપના) substance (દ્રવ્ય) and nature (ભાવ), so also the worship of the ideal For example, Lord Mahavir is the ideal soul for every Jain, therefore the name of Mahavir invokes the ideal before the eyes in all its glore (glory)

Outlines of Jainism
By J. L. Jaini

१ यन हि यस्य नामाऽपि ध्यान तेन स नितरा ध्यात इति यथोक्तमेव साधु ।

द्व्याश्रयमहाकाव्य, अभयतिलकगणिकृत व्याख्या, श्लोक-१
(નમસ્કારસ્વાધ્યાય, (સ. વિ.) પૃ ૪૦)

ભગવાનનો ધર્મ સર્વનયને માન્ય રાખવામાં છે, તેથી અપ્રશસ્તભાવવાળાના સર્વ નિક્ષેપોને જેમ અપ્રશસ્ત માન્યા છે, તેમ પ્રશસ્તભાવવાળાની સાથે સંબંધ રાખનારા સર્વ નિક્ષેપોને પ્રશસ્ત કહ્યા છે. શાસ્ત્રને જેમ હૃદયસ્થ બનાવવાથી ભગવાન હૃદયસ્થ બને છે, તેમ ભગવાનનાં નામાદિ ત્રણને પણ હૃદયસ્થ બનાવવાથી ભગવાન હૃદયસ્થ થાય છે, એટલું જ નહીં પણ ભગવાનની સાથે સર્વાંગીણભાવનો અને તન્મયીભાવનો અનુભવ થાય છે અને તેથી સર્વકલ્યાણની સિદ્ધિ થાય છે.[1]

## નામનો મહિમા:—

જૈનો ઇશ્વરને માને છે પરંતુ પૃથ્વી, પાણી, પર્વત, નદી, હવા, પ્રકાશ, સૂર્ય કે ચંદ્ર આદિ ભૌતિક પદાર્થોની સિદ્ધિ માટે નહીં, કિન્તુ આત્મિક ઉન્નતિના સાધનભૂત અહિંસા, સંયમ અને તપસ્વરૂપ સદ્ધર્મની પ્રેરણા અને સિદ્ધિ માટે માને છે. સ્વર્ગ અને મોક્ષ આદિ પદાર્થો સ્વયંસિદ્ધ છે. જીવોને તેની પ્રાપ્તિ કરાવનાર કોઈપણ હોય તો તે અહિંસા, સંયમ અને તપસ્વરૂપ નિર્મળ સામાયિક ધર્મનું પાલન જ છે. જૈનો એ સદ્ધર્મના આદ્ય પ્રવર્તકો અને આદ્ય ઉપદેશકો તરીકે તીર્થંકરોને પૂજે છે. જગતના જીવો અનાદિકાળથી અજ્ઞાન સમુદ્રમાં ડૂબેલા છે અને એ અજ્ઞાનના પ્રતાપે પોતાના હિતાહિતને સમજી શકતા નથી. તેવા અજ્ઞાન જીવોને તેમનું હિતાહિત સમજાવનાર તથા અહિતનો માર્ગ છોડાવી હિતના માર્ગે ચડાવનાર પરમગુરુ તરીકેનું સ્થાન જૈનોના તીર્થંકરોને ઘટે છે. તેમને ધર્મતીર્થંકર, જિન, આદ્ય ગુરુ કે જગદ્‌ગુરુ તરીકે પણ ઓળખવામાં આવે છે. સદ્ધર્મની દેશના દ્વારા તેઓ જગતને ઉપકાર કરનારા થાય છે. એટલું જ નહીં પણ તેઓના નામ માત્રની ઉપાસના કરનારનું પણ તેઓ કલ્યાણ કરનારા થાય છે.* તેમના નામ માત્રનું આલંબન લેનારને પણ તેઓ સ્વરૂપનો લાભ કરાવનાર થાય છે. સ્વરૂપના લાભને મોક્ષ તરીકે ઓળખાવવામાં આવે છે. સ્વરૂપના લાભરૂપી મોક્ષની પ્રાપ્તિમાં તીર્થંકરોનું નામ પણ ઉપકારક થાય છે. તેથી ચતુર્વિંશતિસ્તવમાં તીર્થંકરોની તેમનાં નામ દ્વારાએ સ્તુતિ કરવાનું વિધાન છે અને તેને છ પ્રકારના આવશ્યકમાં બીજા આવશ્યકનું સ્થાન આપવામાં આવ્યું છે.

## લોગસ્સ સૂત્રમાં 'નામ'ની સ્તુતિ:—

તીર્થંકર ભગવંતો લોકાલોકપ્રકાશક કેવળજ્ઞાન અને કેવળદર્શનના બળે વિશ્વની વસ્તુસ્થિતિને પ્રકાશિત કરનારા સત્ સિદ્ધાંતોનું નિરુપણ કરે છે, તેમાંથી સદ્‌ગ્રંથો રચાય છે, સદ્‌ગ્રંથોમાં સુયુક્તિઓ ગુંથાય છે અને સુયુક્તિઓના બળે સુવિકલ્પો ફેલાય છે. તેમાંથી ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય, કાર્યાકાર્ય આદિની હિતકર નીતિઓ પ્રચલિત થાય છે, આત્મા, સર્વજ્ઞ, મોક્ષમાર્ગ આદિ પ્રમાણસિદ્ધ પદાર્થોનું સ્થાપન થાય છે તથા અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્યાદિ ધર્મો પ્રતિષ્ઠિત થાય છે. વળી તેથી સન્માર્ગની પ્રશંસા અને ઉન્માર્ગની ઉપેક્ષા થાય છે, વંદનીયની વંદના અને

---

૧ જુઓ, 'પ્રતિમાશતક' શ્લોક ૨ ની સ્વોપજ્ઞટીકા

કર્તા — ઉપાધ્યાય શ્રી યશોવિજયજી

* तन्नामग्रहमात्रा-दनादिसंसारसंभवं दुःख ।
भव्यात्मनामशेषं, परिक्षय याति सहसैव ॥

યોગશાસ્ત્ર, પ્રકાશ—૧૧ શ્લો. ૨૬

પૂજનીયની પૂજાઓ પ્રચલિત થાય છે તથા પાપકર્મો અટકે છે અને પુણ્યકર્મો વધે છે એ બધુ સદ્વિકલ્પો અને સદ્વિચારોનુ ફળ છે સદ્વિચારોની પ્રેરક સુયુક્તિઓ છે, સુયુક્તિઓના સંપાદક સદ્ગ્રન્થો છે અને સદ્ગ્રન્થોના પ્રણેતા તીર્થંકર–ગણધરો છે તે કારણે તીર્થંકરો ધર્મતીર્થના પ્રણેતા કહેવાય છે જેનાથી હિત સુખ, ગુણ, અભય, કીર્તિ, યશ, નિર્વૃત્તિ, સમાધિ આદિ થાય તે તીર્થ કહેવાય છે તે તીર્થ દ્વાદશાંગી સ્વરૂપ છે તેને અર્થથી કહેનારા તીર્થંકર ભગવંતો છે અને સૂત્રથી ગૂંથનારા ગણધર ભગવંતો છે અને તેને ધારણ કરનાર ચતુર્વિધ શ્રમણસંઘ છે તેથી દ્વાદશાંગી, પ્રથમ ગણધર અને ચતુર્વિધ શ્રમણસંઘને પણ તીર્થ કહેવાય છે દ્રવ્યતીર્થના જળના સેવનથી જેમ દાહનો ઉપશમ તૃષાનો ઉચ્છેદ અને મળનુ ક્ષાલન થાય છે, તેમ તીર્થંકર પ્રણીત દ્વાદશાંગી રૂપ ભાવતીર્થના સેવનથી ભાવદાહનો ઉપશમ, ભાવતૃષાનો ઉચ્છેદ અને ભાવમળનુ ક્ષાલન થાય છે ક્રોધકષાય એ ભાવદાહ છે, વિષયતૃષ્ણા એ ભાવતૃષા છે અને ભવભવ સંચિત કર્મરજ એ ભાવમળ છે દ્વાદશાંગી રૂપ પ્રવચનના સતત અભ્યાસથી અને તેમા કહેલા અર્થોના વારંવાર અનુષ્ઠાનથી ક્રોધરૂપી દાહનો ઉપશમ થાય છે લોભરૂપી તૃષાનો ઉચ્છેદ થાય છે, અને કર્મરજ રૂપી મળનુ પ્રક્ષાલન થાય છે

દર્શન, જ્ઞાન અને ચારિત્રને પણ તીર્થ કહેવાય છે દર્શન એટલે જીવાજીવાદિ પદાર્થો ઉપર શ્રદ્ધા તેથી ક્રોધ–દ્વેષ આદિ વૃત્તિઓનો નિગ્રહ થાય છે જીવાજીવાદિક પદાર્થોના જ્ઞાનથી લોભ–તૃષ્ણાદિ વૃત્તિઓનો નાશ થાય છે અને અત્યંત અનવદ્ય ચરણકરણાત્મક ક્રિયાકલાપના પાવન સ્વરૂપ ચારિત્રથી જ્ઞાનાવરણીયાદિ કર્મ અને મોહનીયાદિ પાપની અશુભ પ્રકૃતિઓનો ક્ષય થાય છે એ કારણે દ્વાદશાંગરૂપ અને રત્નત્રયસ્વરૂપ તીર્થ અચિન્ત્યશક્તિયુક્ત મનાય છે અને ત્રણે લોકમા રહેલા ઉજ્જવળધર્મસંપત્તિયુક્ત મહાપુરુષો તેનો આશ્રય લે છે એ તીર્થને અર્થથી પ્રરૂપનાર તીર્થંકરો છે, તેથી તીર્થંકરો જગતને હિત કરનારા, સુખ કરનારા, અને ગુણ કરનારા ઈત્યાદિ તરીકે પ્રસિદ્ધ છે

તીર્થંકરોનુ તીર્થ અવિસંવાદિ હોવાથી જો અચિન્ત્યપ્રભાવ અને શક્તિથી યુક્ત હોય, તો પછી તેવા અવિસંવાદિ તીર્થની સ્થાપના કરનારા, સ્વયં પ્રરૂપનારા, સૌથી પ્રથમ અર્થથી કહેનારા તીર્થંકરોનો પ્રભાવ અને સામર્થ્ય અચિન્ત્ય હોય એમા શંકા જ શી?

અચિન્ત્યપ્રભાવયુક્ત તીર્થના આસેવનથી જેમ ભાવદાહોપશમાદિ કાર્યો સિદ્ધ થાય છે, તેમ અચિન્ત્યપ્રભાવસંપન્ન તીર્થંકરોના આસેવનથી પણ તે કાર્યો સિદ્ધ થાય જ તીર્થંકરોનુ આસેવન એટલે તેમના નામનો મંગળ જાપ, તેમના રૂપનુ પવિત્ર દર્શન, તેમના ચારિત્રનુ ઉત્તમ શ્રવણ અને તેમના ઉપદેશનુ સક્રિય પાલન એ સિવાયની બીજી જે કોઈ રીતો છે, તે આ ચારમા એક યા બીજા પ્રકારે સમાવેશ પામી જાય છે જેટલો પ્રભાવ તીર્થંકરોનો તેટલો જ પ્રભાવ તેમના નામનો, તેમના રૂપનો, તેમના ચારિત્રનો અને તેમના ઉપદેશ આદિનો માનવો જોઈએ તીર્થંકરો લોકમા મંગળ છે તો તેમનુ નામ પણ લોકમા મંગળ છે તીર્થંકરો લોકમા ઉત્તમ છે, તો તેમનુ નામ પણ લોકમા ઉત્તમ છે તીર્થંકરો લોકમા શરણભૂત છે, તો તેમનુ નામ પણ લોકમા શરણભૂત છે તીર્થંકરોના નામના મંગળજાપ દ્વારા તીર્થંકરોના ગુણોનુ ઉત્કીર્તન થાય છે

## નામની પવિત્રતા અને મંગળમયતા —

તીર્થંકરો ભરત ઐરવત ક્ષેત્રોના દરેક ઉત્સર્પિણી અને અવસર્પિણી કાળમા ચોવીશ–ચોવીશ થાય છે, તથા ભરત, ઐરવત અને મહાવિદેહ ક્ષેત્રમા ઉત્કૃષ્ટ કાળે ૧૭૦ વિચરતા હોય છે તેમને 'વિહરમાન જિન' કહેવાય છે લોગસ્સ સૂત્રમા મુખ્યત્વે આ ભરતક્ષેત્રની આ અવસર્પિણીના ત્રીજા ચોથા

આરામાં થયેલા ચોવીશ તીર્થંકરોના નામનું સાક્ષાત્ ઉત્કીર્તન કરવામાં આવ્યું છે. મહાપુરુષો ફરમાવે છે કે તીર્થંકરોનાં નામનું કીર્તન કરવાથી કરોડો વર્ષનાં તપનું ફળ મળે છે, કષ્ટો અને વિઘ્નો ટળે છે, મંગળ અને કલ્યાણની પરંપરા આવી મળે છે, દુર્જનોનું ચિંતવેલું નિષ્ફળ જાય છે, દુર્ગતિનાં દ્વારોનું રોકાણ અને સદ્ગતિનાં દ્વારોનું ઉદ્‌ઘાટન થાય છે, મહિમા–મોટાઇ વધે છે, સર્વકામનાઓ સિદ્ધ થાય છે અને આત્મોદ્ધારનું કાર્ય સુલભ બને છે. એ કારણે તીર્થંકરોનું નામ એ પરમ નિધાન છે અને અમૃતનો કુંભ છે. મયૂરને મન જેમ મેઘ, ચકોરને મન જેમ ચંદ્ર, ભ્રમરને મન જેમ કમળ અને કોકિલને મન જેમ આમ્રવૃક્ષની મંજરી, તેમ ગુણરસિક ભવ્ય જીવોનાં મનને તીર્થંકરનું નામ આનંદ આપનારું છે. તીર્થંકરોનું નામ લેનારને નવનિધાન ઘરમાં, કલ્પવેલડી આંગણે અને આઠ મહાસિદ્ધિ ઘટમાં પ્રગટે છે. તીર્થંકરોના પવિત્ર નામનું ગ્રહણ કરવાથી કોઈપણ જાતના કાયકષ્ટ વિના જ ભવજલધિથી પાર પમાય છે. તેથી મહાપુરુષો નામગ્રહણમાં સદા તત્પર રહે છે. વળી મહાપુરુષો ફરમાવે છે કે, સીતાને મન જેમ રામ, રતિને મન જેમ કામ, વેપારીને મન જેમ દામ અને પંથીને મન જેમ ધામ તેમ મુમુક્ષુમાત્રને મન પ્રભુનું નામ અતિપ્રિય હોય છે. તીર્થંકરોનાં નામકીર્તનરૂપી લોકોત્તર અમૃતપાનથી મિથ્યામતિરૂપી વિષ તત્કાળ નાશ પામે છે અને અજરામરપદની પ્રાપ્તિ સુલભ અને સુકર બની જાય છે.

### લોગસ્સ સૂત્રનું સ્વરૂપઃ—

લોગસ્સ સૂત્ર સાત ગાથા પ્રમાણ છે. તેની પહેલી ગાથામાં ચાર અતિશયના વર્ણન પૂર્વક તીર્થંકરોની સ્તુતિ કરવાની પ્રતિજ્ઞા છે. બીજી ત્રણ ગાથામાં ચોવીશ તીર્થંકરોના (પ્રત્યેક ગાથામાં આઠ આઠની સંખ્યામાં) નામનું વર્ણન છે. આ ત્રણ ગાથા તંત્રશાસ્ત્રની દૃષ્ટિએ પણ અતિમહત્ત્વ ધરાવે છે. પહેલી ગાથામાં બાર બિંદુ, બીજી ગાથામાં બાર બિંદુ અને ત્રીજી ગાથામાં અગિયાર બિંદુ એમ કુલ ત્રણ ગાથામાં ૩૫ બિંદુઓ રહેલાં છે. મંત્રશાસ્ત્રમાં બિંદુ અગત્યનું સ્થાન ધરાવે છે. નાદ અને કલા તે બિંદુની જ સૂક્ષ્મ અવસ્થાઓ છે. 'પરમાત્માના નામનું ઉચ્ચારણ જ્યારે બિંદુ સહિત કરવામાં આવે છે, ત્યારે તે સર્વકામનાઓની પૂર્તિ કરે છે અને મોક્ષ આપનાર પણ થાય છે,' એવું તંત્રશાસ્ત્રોનું પ્રસિદ્ધ નિરુપણ છે. લોગસ્સ સૂત્ર એ શ્રુતકેવલી ચૌદ પૂર્વધર ગણધર ભગવંતોની રચના હોવાથી તેમાં મંત્ર, તંત્ર, વિદ્યા અને સિદ્ધિઓ રહેલી હોય એ સમજી શકાય છે. 'धम्मो मंगलमुक्किट्ठं' એ ગાથાથી શરૂ થતા શ્રી દશવૈકાલિક ગ્રન્થના પ્રારંભ મંગલમાં પણ મંત્રમયતા રહેલી છે. અને તેનાં વિધિપૂર્વક ઉચ્ચારણાદિથી રસસિદ્ધિ, સુવર્ણસિદ્ધિ વગેરે સિદ્ધિઓ ઉત્પન્ન થાય છે, એમ આમ્નાયવિદો જાણે છે. લોગસ્સ સૂત્રની આ ત્રણ ગાથાઓ પણ તેની મંત્રમયતાના કારણે પ્રસિદ્ધ છે. છેલ્લી ત્રણ ગાથાઓ કે જે લોગસ્સ સૂત્રની ચૂલિકારુપ ગણાય છે, એમાં વિવિધ રીતે તીર્થંકર ભગવંતોની સ્તુતિ કરવામાં આવી છે. છેલ્લી આ ત્રણ ગાથાઓ પ્રણિધાન સ્વરૂપ છે અને ચિત્તની વિશુદ્ધિ માટે પ્રણિધાન એ મહત્ત્વની વસ્તુ છે. પ્રણિધાન પૂર્વક થયેલી ક્રિયા તીવ્ર વિપાક–ઉત્કટફળને આપનારી મનાય છે અને અનુષ્ઠાનને સાનુબંધ બનાવે છે.[1] ચોવીશ તીર્થંકરોની અને ઉપલક્ષણથી સર્વ તીર્થંકરોની સ્તુતિ કર્યા બાદ "તીર્થંકરો મારા ઉપર પ્રસન્ન થાઓ, મને આરોગ્યબોધિલાભ અને ઉત્કૃષ્ટ

---

[1] प्रणिधानकृतं कर्म, मतं तीव्रविपाकवत् ।
सानुबन्धत्वनियमात्, शुभांशाच्चैतदेव तत् ॥ १ ॥
—श्री हरिभद्रसूरिः । (पंचसूत्रटीकायाम्)

સમાધિને આપો તથા પરમપદરૂપી મોક્ષને આપનારા પણ થાઓ" એ રીતે જુદા જુદા પ્રકારે સ્તુતિ કરવામા આવી છે, એની પાછળ ગભીર રહસ્ય રહેલુ છે લોગસ્સ સૂત્ર ઉપર વિશદ ટીકાને રચનારા શ્રીહરિભદ્રસૂરિમહારાજે 'લલિત-વિસ્તરા' નામના ટીકાગ્રથમા તે રહસ્યનુ ઉદ્ઘાટન કર્યું છે

**તીર્થંકરોની પ્રસન્નતાઃ—**

તીર્થંકર ભગવાન કે જેમના રાગાદિ દોષો સપૂર્ણ નાશ પામી ચૂકયા છે, તેઓ કોઈના ઉપર પણ પ્રસન્ન કે નારાજ થતા નથી તો પછી આ પ્રાર્થના કરવાનો શો અર્થ? એ પ્રશ્ન કુદરતી રીતે ઉત્પન્ન થાય છે એનો ઉત્તર એ છે કે અહીં કાર્યસિદ્ધિ માટે પ્રાર્થનીયની પ્રસન્નતા-અપ્રસન્નતા એ ગૌણ વસ્તુ છે અને એમનુ સામર્થ્ય એ મુખ્ય વસ્તુ છે એ માટે દૃષ્ટાત આપીને સમર્થન કરવામા આવ્યુ છે કે અચેતન એવા શબ્દાત્મક મત્ર પણ પોતાના જાપ દ્વારા એ ફળ આપે છે અને એકેન્દ્રિય એવા ચિંતામણિરત્ન આદિ પણ ઉપાસનાદ્વારા ઈષ્ટ સિદ્ધિને કરનાર થાય છે તેમા તે તે વસ્તુનુ સામર્થ્ય જ કારણ છે તીર્થંકરો વીતરાગ હોવાથી પ્રસન્ન અગર નારાજ નથી થતા એટલા માત્રથી તેમનામા તેમની સ્તુતિ કરનારના ઈષ્ટને સિદ્ધ કરવાનુ સામર્થ્ય નથી, એવો અર્થ કાઢવો તે યોગ્ય નથી વસ્તુસ્વભાવના નિયમ મુજબ પ્રત્યેક વસ્તુ પોતાનુ કાર્ય કરે જ છે, તો પછી તીર્થંકર પરમાત્માઓ સર્વોચ્ચ પરમવસ્તુસ્વરૂપ હોવાથી પોતાનુ કાર્ય કરે, એમા શી નવાઈ? તીર્થંકરોનુ કાર્ય ભવ્ય આત્માઓને રાગાદિ કલેશનુ નિવારણ કરાવીને ભવસમુદ્રનો પાર પમાડવાનુ છે તે કાર્ય તીર્થંકરોની સ્તુતિ યા ભક્તિ દ્વારા થાય જ છે અહીં એ પ્રશ્ન ઉભો થશે કે ભવ્ય આત્માઓના ઈષ્ટની સિદ્ધિ તીર્થંકરોની ઉપાસનાથી થઈ, તેમા તીર્થંકરોએ શું કર્યું? તનુ સમાધાન એ છે કે-સ્તુતિ કરનાર ભલે સ્તુતિ કરે પણ સ્તુતિનો વિષય તીર્થંકરોને છોડીને બીજા હોય તો તેથી ઈષ્ટસિદ્ધિ થાય ખરી? જો ન થાય તો કાર્યની સિદ્ધિ માત્ર સ્તુતિથી નહિ પણ સ્તોતવ્યના પ્રભાવથી થઈ એમ સ્વીકારવુ જોઈએ સ્તુતિ તો માત્ર દ્વાર બને છે સ્તુતિરૂપી દ્વાર વડે તીર્થંકરોરૂપી દ્વારિની અન્યથાસિદ્ધિ થઈ શકતી નથી મત્રાદિની ઉપાસનાથી જે ફળ થાય છે, તે ફળ મત્રાદિથી થયુ એમ મનાય છે મત્રાદિનો જ એવો કોઈ પ્રભાવ છે કે તેની ઉપાસના દ્વારા તે ઈષ્ટોત્પાદક થાય છે તેજ રીતે અહીં તીર્થંકર ભગવતોનો પોતાનો જ કોઈ એવો અચિંત્ય પ્રભાવ છે કે જેથી સ્તુતિ કરવાવાળાઓને ઈષ્ટની સિદ્ધિ થાય છે અર્થાત ઈષ્ટની પ્રાપ્તિમા સ્તુતિક્રિયાની અપેક્ષાએ સ્તુતિના વિષયભૂત તીર્થંકર ભગવતોનુ જ વિશેષ માહાત્મ્ય છે

**આરોગ્ય બોધિલાભ અને ઉત્કૃષ્ટ સમાધિ.—**

લોગસ્સ સૂત્રની છઠ્ઠી ગાથામા કહ્યુ છે કે "મે નામ દ્વારાએ ભગવાનનુ કીર્તન કર્યું, મન-વચન-કાયાના યોગ દ્વારા ભગવાનનુ વન્દન કર્યું, તેના ફળસ્વરૂપ મને દ્રવ્ય-ભાવ આરોગ્ય, જિન ધર્મની પ્રાપ્તિરૂપી બોધિ અને ઉત્કૃષ્ટ એવી ભાવ સમાધિને આપનારા થાઓ" આ પણ એક પ્રાર્થનારૂપી પ્રણિધાન જ છે કોઈપણ પ્રવૃત્તિની સફળતાનો આધાર તેની પાછળ રહેલા સકલ્પના બળ ઉપર છે કહ્યુ છે કે સકલ્પહીન કર્મ ફળતુ નથી અહીં પણ ભગવાનની સ્તુતિ દ્વારા સ્તુતિ કરનાર પોતે જે ફળને ઈચ્છે છે તેનો સકલ્પ કરવામા આવ્યો છે એ સકલ્પની પૂર્તિ 'ભગવાનના સામર્થ્યથી મને થાઓ' એવી ભાવના પ્રકટ કરવામા આવી છે મોક્ષમાર્ગની સાધનામા અતીવ ઉપયોગી એવી ત્રણે વસ્તુ આ એક જ ગાથામા સગ્રહી લેવામા આવી છે સપૂર્ણ ભાવ આરોગ્ય મોક્ષમા છે, તેનો હેતુ ભાવ સમાધિ છે અને ભાવ સમાધિનો હેતુ બોધિલાભ અર્થાત્ રત્નત્રયાત્મક જિનધર્મની પ્રાપ્તિ છે એ ત્રણની સિદ્ધિ તીર્થંકર ભગવતોના અનુગ્રહથી થાય છે **શ્રી મહાનિશીથ સૂત્રમા**

કહ્યું છે કે આઠે કર્મથી મુકત થયેલા ત્રિદશપૂજિત તીર્થંકરોનું નામ પણ જેઓ શીલ સંયમથી યુકત બનીને ત્રિકરણ યોગે ગ્રહણ કરે છે, તેઓ અલ્પકાળમાં જ સિદ્ધિ ગતિને પામે છે.[1] અહીં 'સિદ્ધિગતિને પામે છે' એ વાકયથી ઉપલક્ષિત થાય છે કે સિદ્ધિગતિ ન મળે ત્યાં સુધી પ્રત્યેક જન્મની અંદર સિદ્ધિના સાધનભૂત દ્રવ્ય-ભાવ આરોગ્ય, બોધિલાભ અને સમાધિની સામગ્રીઓ પણ પ્રાપ્ત થાય છે. ભગવાનની પ્રાર્થનાથી આ વસ્તુઓની સિદ્ધિ થતી હોવાથી ભગવાન જ તેને આપનારા છે, એવો વાણીનો પ્રયોગ સાર્થક છે. તેને શાસ્ત્રોમાં ચતુર્થ ભાષા કહી છે, જે સત્ય નથી, તેમ અસત્ય પણ નથી. સત્ય એટલા માટે નથી કે રાગ દ્વેષ રહિત એવા તીર્થંકર ભગવંતો પ્રાર્થના કરવામાં આવે તો પણ નિશ્ચય દૃષ્ટિએ ફળ આપનારા થતા નથી. અસત્ય એટલા માટે નથી કે તેમને ઉદ્દેશીને પ્રાર્થના કરનારને અવશ્ય તેનું ફળ મળે છે. તેથી વ્યવહાર દૃષ્ટિએ તેઓ આપનારા છે. જે સત્ય પણ ન હોય, અસત્ય પણ ન હોય અને સત્ય-અસત્યરૂપ મિશ્ર પણ ન હોય તેને ચતુર્થ (વ્યવહાર-ભાષા) કહેવામાં આવે છે. અહીં વ્યવહારનો અર્થ માત્ર બોલવા માટે છે એમ નહીં પણ કાર્ય કરવા માટે સમર્થ છે, એમ બતાવવા માટે છે. વ્યવહારભાષા કાર્યકરી (Not theoretical but practical) છે. સત્ય-અસત્યાદિ ભાષાઓ એ વસ્તુની યથાર્થતા-અયથાર્થતા આદિને બતાવનારી છે, જયારે આ ચોથી વ્યવહાર ભાષા વસ્તુનું વર્ણન કરવા માટે નથી પણ વસ્તુથી થતાં કાર્યને જણાવવા માટે છે.

### લોગસ્સ સૂત્રની છેલ્લી ગાથાઃ—

લોગસ્સ સૂત્રની છેલ્લી ગાથા પોતાનું અનોખું મહત્ત્વ ધરાવે છે. તેમાં ચંદ્ર, સૂર્ય અને સાગર જેવા મહત્ત્વના શબ્દો વપરાયા છે. આગમિક દૃષ્ટિએ જેમ તેનું મહત્ત્વ છે તેમ તાન્ત્રિક દૃષ્ટિએ પણ તેનું ઘણું મહત્ત્વ છે. પ્રકાશક પદાર્થોમાં ચંદ્ર અને સૂર્યની સવિશેષ ગણના છે, તેમ ગંભીરતા, વિશાળતા અને અથાગતાની દૃષ્ટિએ સમુદ્ર અને તેમાં પણ સ્વયંભૂરમણસમુદ્રનું એથી પણ વિશેષ મહત્ત્વ છે. લોગસ્સ સૂત્રમાં તીર્થંકરોની જે નામગ્રહણપૂર્વક સ્તુતિ કરવામાં આવી છે, તે તીર્થંકરોનું ચરિત્ર ચંદ્રો કરતાં પણ વધારે નિર્મળ છે, તેમનું જ્ઞાન સૂર્યોના પ્રકાશ કરતાં પણ વધારે પ્રકાશવંતું છે અને તેમનું ગાંભીર્ય અને ઉંડાણ સાગરોમાં સર્વશ્રેષ્ઠ એવો જે સ્વયંભૂરમણ સમુદ્ર તેના કરતાં પણ અધિક છે. આથી વિશેષ ઉપમા સાહિત્યશાસ્ત્રમાં મળવી દુર્લભ છે. એવી ઉત્તમ ઉપમાઓથી શોભતા, સિદ્ધિગતિને પામેલા અને અષ્ટકર્મથી નિર્મુક્ત થયેલા તીર્થંકરોની સ્તુતિ આ ગાથામાં કરી છે. અને તેના ફળ સ્વરૂપ સ્તુતિ કરનારને પણ સિદ્ધિગતિની પ્રાપ્તિ થાય એવી આશંસા વ્યકત કરવામાં આવી છે. અહીં આશંસા માત્ર ઇચ્છારૂપ છે એમ નહીં પણ પ્રબળ આશારૂપે વ્યકત કરવામાં આવી છે. સિદ્ધિગતિ પામેલા તીર્થંકરોમાં સ્તુતિ કરનારને સિદ્ધિપદ આપવાનું અવંધ્ય સામર્થ્ય છે, તેનો સ્વીકાર કરીને આ પ્રાર્થના થયેલી છે. તેથી માત્ર ઇચ્છા કે આશંસાજ નહિ પણ સ્તુતિ કરનારના હૃદયમાં સિદ્ધિગતિની પ્રાપ્તિની પ્રબળ પ્રતીતિ પણ કરાવે છે.

---

१ णामंपि सयलकम्मट्ठ-मलकलंकेहिं विप्पमुक्काणं
तियसिंदच्चियचलणाण, जिणवरिंदाण जो सरइ ॥ १ ॥
तिविहकरणोवउत्तो, खणे खणे सीलसंजमुज्जुत्तो ।
अविराहियवयनियमो, सो वि हु अइरेण सिज्झेज्जा ॥ २ ॥
श्री महानिशीथसूत्र-प्रथमाध्ययने

જેઓને જે ગુણની સિદ્ધિ થયેલી હોય, તેઓમા તે ગુણ બીજાને પમાડવાની શકિત હોય જ છે, એ નિયમનુ અહીં પ્રતિપાદન થયેલુ છે મોક્ષમાર્ગમા તીર્થંકરોનુ આલબન એ પરમપ્રકૃષ્ટ આલબન ગણાય છે, તેમા પણ આજ કારણ છે જેને જે ગુણ સિદ્ધ થયો હોય તેને તે ગુણની પ્રાપ્તિ માટે અવલબન બનાવવામા આવે તો તે અવલબન પુષ્ટાવલબન બને છે લોગસ્સ સૂત્ર આ રીતે મુકિતમાર્ગમા પ્રસ્થિત થયેલા ભવ્ય જીવોને અવશ્ય કર્તવ્ય તરીકે આવશ્યકસૂત્રમા દાખલ કરવામા આવ્યુ છે, તેની ચરિતાર્થતા આથી સિદ્ધ થાય છે

ઉપસહાર —

લોગસ્સસૂત્રની પ્રથમ ગાથામા તીર્થંકરોની સ્તુતિ છે પછીની ત્રણ ગાથામા વર્તમાન ચાવીસીના ચાવીસ તીર્થંકરોને નામગ્રહણપૂર્વક ત્રિકરણ યોગે વદન છે અને છેલ્લી ત્રણ ગાથામા ચિત્તની શુદ્ધિ માટે અને આશયની ઉદાત્તતા માટે તીર્થંકરોની પ્રાર્થના છે આ પ્રાર્થના આરાધના સ્વરૂપ છે યદ્યપિ તીર્થંકરો રાગાદિરહિત હોવાથી પ્રસન્ન થતા નથી, બોધિ, સમાધિ કે સિદ્ધિને સાક્ષાત્ આપતા નથી, તો પણ અચિંત્યચિન્તામણિકલ્પ એવા તેમને ઉદ્દેશીને અતકરણની શુદ્ધિપૂર્વક કરેલી પ્રાર્થના સ્તુતિ કરનારને ઇષ્ટફળ આપનારી થાય છે આપણે જોયુ કે તીર્થંકરો વીતરાગ હોવાથી બોધિ, સમાધિ કે આરોગ્યને આપે છે, તે વાત સત્ય નથી, તેમ અસત્ય પણ નથી કારણ કે તેમના ધ્યાનથી આરોગ્યાદિ મળે જ છે બોધિ, સમાધિ કે સિદ્ધિ જો તેમના ધ્યાનથી જ મળતી હોય અને અન્ય રીતે પ્રાપ્ત થવી અશક્ય હોય, તો પછી તે પદાર્થોની યાચના તીર્થંકરો પાસે ન કરવી એમા આરાધના તો નથી જ કિન્તુ ઉપકારીના ઉપકારનુ વિસ્મરણ થવારૂપ વિરાધના અવશ્ય છે જે વસ્તુ જેઓના ધ્યાનથી મળે તે વસ્તુને તેઓ જ આપનારા છે, એમ માનવુ યુકિતપુરસ્સર છે રાજાના શસ્ત્રથી યુદ્ધને જીતનારા સુભટો રાજાના પ્રભાવે જ જીત્યા એમ ગણાય છે, તથી ‘સુભટે યુદ્ધ જીત્યુ’ એમ કહેવાને બદલે ‘રાજાએ યુદ્ધ જીત્યુ’ એમ કહેવાય છે તેમ તીર્થંકરોના ધ્યાનથી બોધિ, સમાધિ, સિદ્ધિ અને આરોગ્ય પ્રાપ્ત કરનારાઓએ તીર્થંકરોના પ્રભાવે જ તે પ્રાપ્ત કર્યું છે, એમ માનવુ જોઈએ એમ માનવામા પ્રવચનની આરાધના, સન્માર્ગની દઢતા, કર્તવ્યતાનો નિશ્ચય, શુભાશયની વૃદ્ધિ તથા સાનુબધ શુભાનુષ્ઠાનની પ્રાપ્તિ થાય છે આરાધના એટલે ઉપકારીના ઉપકારની અખડ સ્મૃતિ સન્માર્ગની દઢતા એટલે મોક્ષસાધક અનુષ્ઠાનોમા ઉત્સાહ કર્તવ્યતાનો નિશ્ચય એટલે તીર્થંકરોની ભક્તિ એ જ મારૂ કર્તવ્ય છે, એવો નિર્ણય શુભાશયની વૃદ્ધિ એટલે અતકરણની પ્રશસ્તતા તથા તેના પરિણામે મુક્તિ ન મળે ત્યા સુધી સદ્અનુષ્ઠાનની પુન પુન પ્રાપ્તિ આ પાચે પદાર્થો ઉત્તરોત્તર અધિક અધિક પ્રશસ્તભાવને પેદા કરી કર્મની નિર્જરા કરાવનારા થાય છે અને વિરાધનાના ભાવથી બચાવી લે છે તીર્થંકરોના પ્રભાવ પ્રાપ્ત થતી વસ્તુઓને માત્ર પોતાના પ્રયત્નથી જ પ્રાપ્ત થાય છે, એમ જો એકાતે માની લેવામા આવે તો તે તીવ્રકર્મબધના હેતુરૂપ બને છે તીર્થંકરોની પ્રાર્થનામા જેમ સમ્યક્ત્વ આદિની આરાધના છે, તેમ તેમનુ વિસ્મરણ કરવામા અને તેમને કારણભૂત ન માનવામા મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય અને અશુભ યોગ એ કર્મબધના પાચે હેતુઓનુ ઓછાવત્તા અશે સેવન થાય છે કર્મબધના હેતુઓથી બચવા માટે અને કર્મક્ષયના સમ્યગ્દર્શનાદિ હેતુઓનુ સેવન કરવા માટે મુમુક્ષુ આત્માઓને તીર્થંકરોની સ્તુતિ અને પ્રાર્થના વારવાર કરવા યોગ્ય છે—આવશ્યક કર્તવ્ય છે એથી મિથ્યાભિમાનનો નાશ થાય છે અને ત્રિલોકના નાથ જગદ્ગુરૂ શ્રી તીર્થંકરદેવોના લોકોત્તર વિનયગુણનુ પાલન થાય છે

### લોગસ્સ સૂત્રની પ્રવૃત્તિઃ—

આપણે પહેલાં જોઈ ગયા કે લોગસ્સ સૂત્રની રચના કરનારા શ્રુતકેવળી ભગવંતો છે. તેઓ સકલવિદ્યા, મંત્ર, તંત્ર આદિના પણ જાણનારા હોવાથી તેમની કૃતિમાં અનેક ગંભીર રહસ્યો ગુંથાયેલાં હોય છે. એક બાજુ તીર્થંકરોની સ્તુતિ થતી હોય છે અને બીજી બાજુ અનેક વિદ્યાઓની સિદ્ધિ થતી હોય છે,' તે વસ્તુ લોગસ્સ ઉપર રચાયેલા વિવિધ કલ્પોથી આપણે જાણી શકીએ છીએ. મંત્રબીજો સહિત 'कित्तिय वंदिय महिया" એ એક જ ગાથાનું નિરંતર સ્મરણ કરનાર સમાધિમરણને પામી શકે છે. એ વાત જૈનજગતમાં પ્રસિદ્ધ છે. કાયોત્સર્ગ વખતે પચીસ, સત્તાવીશ, ત્રણસો, પાંચસો અને એકહજાર આઠ શ્વાસોચ્છ્વાસ પ્રમાણ કાયોત્સર્ગ કરવાનું વિધાન જૈન શાસ્ત્રોમાં મળે છે અને દૈવસિક, રાત્રિક, પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક આદિ પ્રતિક્રમણોમાં લોગસ્સ સૂત્રદ્વારા તેનો ઉપયોગ થાય છે. તે લોગસ્સ સૂત્રની મહત્તા જાણવા માટે પૂરતું પ્રમાણ છે. 'पायसमाउस्सासा' એમ કહીને પૂર્વાચાર્યોએ લોગસ્સ સૂત્રના એક એક પાદમાં શ્વાસોચ્છ્વાસની ગતિને નિયમિત કરવાનું સામર્થ્ય રહેલું છે, એમ સ્વીકાર્યું છે. મંત્રની સિદ્ધિ માટે 'जपः प्राणसमः कार्यः' મંત્રના જાપને પ્રાણ સાથે ગુંથી લેવો જોઈએ અને તેમ કરવાથી મંત્રસિદ્ધિ સરળ બને છે, એવું તંત્રશાસ્ત્રનું પ્રતિપાદન છે. કાયોત્સર્ગમાં લોગસ્સસૂત્રનું રટણ કરવાથી સૂત્રના અક્ષરો પ્રાણ સાથે એકમેક થઈ જાય છે અને શ્વાસોચ્છ્વાસની ગતિ નિયમબદ્ધ થવા લાગે છે, એ સર્વ કોઈ સાધકોનો અનુભવ છે. તેથી મંત્રશાસ્ત્રમાં જેને 'લયયોગ' કહેવામાં આવે છે અને જે 'ધ્યાનયોગ' કરતાં કોટિગુણો અધિક ફળદાયી છે, તે 'લયયોગ'ની સિદ્ધિ લોગસ્સસૂત્રનો આશ્રય લેવાથી સાધકને સહજ બને છે. એવા જ કોઈ કારણે સંઘનાં કાર્ય માટે, તીર્થો ઉપર આવેલા ઉપદ્રવોના નિવારણ માટે કે એવા જ બીજા કોઈ વિશિષ્ટ પ્રયોજન માટે સંઘે એકત્ર મળીને શાસન-દેવતાનું આરાધન કરવાનું કહ્યું છે અને આ આરાધન કાયોત્સર્ગ દ્વારાએ કરવાનું ફરમાવ્યું છે. તે કાયોત્સર્ગમાં પણ મુખ્યત્વે આ લોગસ્સ સૂત્રનો જ ઉપયોગ કરવામાં આવે છે. સાધુ અને શ્રાવકને કર્મક્ષય માટે પ્રતિદિન દશ યા વીશ લોગસ્સનો કાયોત્સર્ગ કરવાનું પણ શાસ્ત્રીય વિધાન છે. ઉપધાનતપના આરાધકોને જ્યાં સુધી ઉપધાન તપની આરાધના ચાલે, ત્યાં સુધી પ્રતિદિન ૧૦૦ લોગસ્સનો કાયોત્સર્ગ કરવાનું વિધાન છે. એજ રીતે પંચમી, એકાદશી આદિ તપના આરાધકોને તથા નવપદ અને વિંશતિસ્થાનક આદિ વિશિષ્ટ અનુષ્ઠાનોના આરાધકોને તે તે પદને અને તેના ગુણોને ઉદ્દેશીને તેટલી તેટલી સંખ્યામાં લોગસ્સ સૂત્રનું અવલંબન લઈને કાયોત્સર્ગ કરવાનું ફરમાવ્યું છે. આ ઉપરથી જૈન આરાધનામાં નમસ્કાર મહામંત્રની જેમ લોગસ્સ સૂત્રનું આરાધન પણ વ્યાપક રીતે ગુંથાયેલું છે.

### અન્તિમ અભિલાષાઃ—

**જૈન સાહિત્ય વિકાસ મંડળ** તરફથી પંચમંગલમહાશ્રુતસ્કંધ' યાને 'નમસ્કાર મહામંત્ર'નું માહાત્મ્ય દર્શાવનાર સાહિત્ય એકત્ર કરીને **'નમસ્કાર સ્વાધ્યાય' પ્રાકૃત તથા સંસ્કૃત** એમ બે વિભાગમાં પ્રસિદ્ધ કરવામાં આવેલ છે. આરાધક વર્ગમાં તે અતિપ્રિય થઈ પડવાથી અને સંઘમાં તેનો સારો આદર થવાથી 'લોગસ્સ સૂત્ર' ને પણ તેજ રીતિએ બહાર પાડવા માટે તેના કાર્યવાહકો ઉત્સાહિત થયા છે. તેના પરિણામે શ્રી સંઘ સમક્ષ આ કૃતિ રજુ થાય છે. તેમાં લોગસ્સ સૂત્ર ઉપરની વર્તમાનમાં મળી આવતી લગભગ બધી ટીકાઓ સંગ્રહી લેવામાં આવી છે. તેથી વાચકોને એક જ સ્થળે લોગસ્સ સૂત્રના વિવિધ રીતે થયેલા પ્રમાણભૂત અર્થોનું અવગાહન

કરવાની તક મળે છે મૂળ સૂત્ર, તેની ટીકા, ગુર્જર ભાષામા તેનો અર્થ અને વિવેચન તથા વિવિધ પરિશિષ્ટો આપીને આ ગ્રથને વિશદ કરવામા આવ્યો છે **નમસ્કાર સ્વાધ્યાય**ના બન્ને વિભાગોની જેમ આ કૃતિ પણ આરાધકોમા સારી રીતે આદર પામશે એવી અમને શ્રદ્ધા છે વર્તમાનકાળમા નમસ્કાર મહામત્રની જેમ લોગસ્સ સૂત્રનુ આરાધન પણ સારી રીતે વૃદ્ધિ પામે અને જે કાઈ આરાધન થઈ રહ્યુ છે તે અર્થજ્ઞાન અને ભાવોલ્લાસ સહિત થાય અને તે દ્વારા સકળસઘનો અભ્યુદય થાય એમ અમે ઈચ્છીએ છીએ શાસ્ત્રોમા કહ્યુ છે કે, અજ્ઞાત વસ્તુ કરતા જ્ઞાત વસ્તુ ઉપર અનતગુણી શ્રદ્ધા વૃદ્ધિ પામે છે [1] રત્ન સ્વભાવથી જ સુદર છે, છતા તેના મૂલ્યનુ વાસ્તવિક જ્ઞાન થયા પછી તેના ઉપર જે શ્રદ્ધા અને આદર થાય છે, તે પૂર્વ કરતા અતિદૃઢ અને અનેકગુણ અધિક હોય છે શ્રુતકેવળી શ્રી ગણધર ભગવતો રચિત સૂત્રો સાચા રત્નોની જેમ સ્વભાવથી જ સુદર છે, તો પણ તેના ઉપર અતરગ શ્રદ્ધા થવા માટે તેના અર્થ અને રહસ્યોનુ જ્ઞાન, તેના પ્રભાવ અને માહાત્મ્યનો પરિચય અતિ આવશ્યક છે તે આવશ્યક કાર્ય આ કૃતિ દ્વારા સિદ્ધ થાઓ, એવી ભાવનાપૂર્વક વિરમીએ છીએ

સ ૨૦૨૧, વિજયાદશમી

'शिवम्'



---

1 ज्ञाते वस्तुनि अज्ञाताद्वस्तुसकाशादनंतगुणिता श्रद्धा प्रवर्धते । उपदेश रहस्य गा ११०



ચરમતીર્થંકર શ્રી મહાવીરપ્રભુની અન્તિમદેશનાભૂમિપર નિર્મિત

સમવસરણ મન્દિર—પાવાપુરી

॥ श्री शंखेश्वर पार्श्वनाथाय नमः ॥

# चउवीसत्थय-सुत्तं

[ चतुर्विंशति-जिन-स्तवः ]

## લોગસ્સ-સૂત્ર

## [१]

મૂલપાઠ

[ सिलोगो ]

लोगस्स[1] उज्जोअगरे, धम्मतित्थयरे जिणे ।
अरिहंते कित्तइस्सं, चउवीसं पि केवली ॥ १ ॥

[ गाहा ]

उसभमजिअं च वंदे, संभवमभिणंदणं च सुमइं च ।
पउमप्पहं सुपासं, जिणं च चंदप्पहं वंदे ॥ २ ॥

सुविहिं च पुप्फदंतं, सीअल-सिज्जंस-वासुपुज्जं च ।
विमल मणंतं च जिणं, धम्मं संतिं च वंदामि ॥ ३ ॥

कुंथुं अरं च मल्लिं, वंदे मुणिसुव्वयं नमिजिणं च ।
वंदामि रिट्ठनेमिं, पासं तह वद्धमाणं च ॥ ४ ॥

एवं मए अभिथुआ, विहुय-रय-मला पहीण-जर-मरणा ।
चउवीसं पि जिणवरा, तित्थयरा मे पसीयंतु ॥ ५ ॥

कित्तिय-वंदिय-महिया[2], जे ए लोगस्स उत्तमा सिद्धा ।
आरुग्ग-बोहि-लाभं, समाहिवरमुत्तमं दिंतु ॥ ६ ॥

चंदेसु[3] निम्मलयरा, आइच्चेसु अहियं पयासयरा ।
सागरवरगंभीरा, सिद्धा सिद्धिं मम दिसंतु ॥ ७ ॥

---

પાઠાંતરો :—

१ लोगस्सुज्जोयगरे—આ. હા. ટી., પ. ૪૯૪ અ. ચે. વં. મ. ભા., પૃ. ૯૧.
પાક્ષિક સૂત્ર વૃત્તિ, પ. ૭૬ અ.

२ महिआ— આ. હા. ટી., પ. ૫૦૭ આ. યો. શા. સ્વો. વિ., પ. ૨૨૭ આ.

३ चंदेहिं— આ. હા. ટી., પ. ૫૯૦ આ. લ. વિ., પૃ. ૪૮.
યો. શા. સ્વો. વિ., પ. ૨૨૮ અ.

# લોગસ્સ સૂત્રની સંસ્કૃત–છાયા

लोकस्य उद्योतकरान्, धर्मतीर्थकरान् जिनान् ।
अर्हतः कीर्तयिष्यामि, चतुर्विंशतिमपि केवलिनः ॥ १ ॥

ऋषभमजितं च वन्दे, सम्भवमभिनन्दनं च सुमतिं च ।
पद्मप्रभं सुपार्श्वं, जिनं च चन्द्रप्रभं वन्दे ॥ २ ॥

सुविधिं च पुष्पदन्तं, शीतल–श्रेयांस–वासुपूज्यांश्च ।
विमलमनन्तं च जिनं, धर्मं शान्तिं च वन्दे ॥ ३ ॥

कुन्थुमरं च मल्लिं, वन्दे मुनिसुव्रतं नमिजिनं च ।
वन्दे अरिष्टनेमिं, पार्श्वं तथा वर्धमानं च ॥ ४ ॥

एवं मया अभिष्टुताः, विधूतरजोमलाः प्रक्षीणजरामरणाः ।
चतुर्विंशतिरपि जिनवराः, तीर्थकराः मे प्रसीदन्तु ॥ ५ ॥

कीर्तितवन्दितमहिताः, ये एते लोकस्य उत्तमाः सिद्धाः ।
आरोग्यबोधिलाभं, समाधिवरमुत्तमं ददतु ॥ ६ ॥

चन्द्रेभ्यो निर्मलतराः, आदित्येभ्योऽधिकं प्रकाशकराः ।
सागरवरगम्भीराः, सिद्धाः सिद्धिं मम (मह्यं) दिशन्तु ॥ ७ ॥



[ ૩ ]

# વિવરણ

લોગસ્સ-[ लोकस्य ]-લોકના.

પ્રમાણથી જે જોવાય તે 'લોક' છે. 'લોક' શબ્દથી અહીં 'પંચાસ્તિકાયાત્મક લોક' ગ્રહણ કરવો, એમ 'આવસ્સય સુત્ત'ની હારિભદ્રીય ટીકામાં સૂચવાયું છે.[1]

તદુપરાંત લલિત વિસ્તરા, ચેઈયવંદણ મહાભાસ, યોગશાસ્ત્ર સ્વોપજ્ઞ વિવરણ, દેવવંદન ભાષ્ય, વંદારૂવૃત્તિ તથા ધર્મસંગ્રહ–આ ગ્રન્થોમાં પણ ઉપર્યુક્ત અર્થને જ માન્ય રાખવામાં આવ્યો છે. માત્ર આચાર દિનકરમાં 'લોક' શબ્દથી 'ચૌદ રાજલોક' અર્થને સ્વીકારવામાં આવ્યો છે.[2]

ઉજ્જોઅગરે-[ उद्द्योतकरान् ]-પ્રકાશ કરનારાઓને.

'ઉદ્દ્યોત' બે પ્રકારનો છે[3] અને તેની વ્યુત્પત્તિ 'उद्द्योत्यते प्रकाश्यतेऽनेन इति उद्द्योतः' એ પ્રમાણે થાય છે, એટલે જેના વડે પ્રકાશ કરાય તે 'ઉદ્દ્યોત.' ઉદ્દ્યોતના (૧) 'દ્રવ્યોદ્દ્યોત' અને (૨) 'ભાવોદ્દ્યોત' એ બે પ્રકાર છે. અગ્નિ, ચંદ્ર, સૂર્ય મણિ વગેરે 'દ્રવ્ય ઉદ્દ્યોત' છે.[4] કારણ કે તે ઘટ આદિ વસ્તુઓનો ઉદ્દ્યોત કરવા છતાં પણ તેમાં રહેલા સર્વ ધર્મોનો ઉદ્દ્યોત કરી શકતા નથી.

જ્ઞાન તે 'ભાવ ઉદ્દ્યોત' છે, એમ આવસ્સય નિજ્જુત્તિ જણાવે છે.[5]

જેના વડે યથાવસ્થિત રીતે વસ્તુ જણાય તે જ્ઞાન છે. તે જ્ઞાન એજ 'ભાવઉદ્દ્યોત' છે.[6]

ચે. વં. મ. ભા. જણાવે છે કે કેવળજ્ઞાનથી ઉત્પન્ન થનારો ઉદ્દ્યોત તે 'ભાવ ઉદ્દ્યોત' છે.[7]

---

૧. लोक्यते प्रमाणेन दृश्यते इति भावः । अयं चेह तावत् पञ्चास्तिकायात्मको गृह्यते ।
— આ. હા. ટી., પ. ૪૯૪ અ.

૨. लोकस्य चतुर्दशरज्ज्वात्मकस्य ।
— આ. દિ., પ. ૨૬૭ અ.

૩. दुविहो खलु उज्जोओ ।
— આ. નિ., ગા. ૧૦૫૯

૪. नायव्वो दव्वभाव संजुत्तो । अग्गीदव्वुज्जोओ, चंदो सूरो मणी विज्जू । — આ. નિ., ગા. ૧૦૫૯

૫. नाणं भावुज्जोओ ।
— આ. નિ., ગા. ૧૦૬૦

૬. ज्ञायतेऽनेन यथावस्थितं वस्तु इति ज्ञानं तज्ज्ञानं भावोद्द्योतः । — આ. હા. ટી., પ. ૪૯૭ અ.

૭. केवलनाणुब्भवो भावो ।
— ચે. વં. મ. ભા., ગા. ૫૧૩, પૃ. ૯૩

'उद्द्योतं कुर्वन्ति इत्येवं शीलं यस्य स उद्द्योतकरः'

પ્રકાશ કરવો એવો છે સ્વભાવ જેમનો તે 'ઉદ્દ્યોતકર' કહેવાય

ઉદ્દ્યોતના બે ભેદો (દ્રવ્યોદ્દ્યોત અને ભાવોદ્દ્યોત) પૈકી દ્રવ્યોદ્દ્યોતથી જિનેશ્વરો લોકનો ઉદ્દ્યોત કરનારા નથી હોતા પરન્તુ તીર્થંકર નામકર્મના ઉદયથી અતુલ સત્ત્વાર્થ-પરોપકાર-કરવા દ્વારા ભાવોદ્દ્યોત કરનારા હોય છે[૮]

'ઉદ્દ્યોતકર' પણ બે પ્રકારે હોય છે (૧) 'સ્વઉદ્દ્યોતકર' (૨) 'પરઉદ્દ્યોતકર'

શ્રી તીર્થંકર ભગવંતો બન્ને પ્રકારે 'ઉદ્દ્યોતકર' છે પોતાના આત્માને ઉદ્દ્યોતિત કરવા દ્વારા તેઓ 'સ્વઉદ્દ્યોતકર' છે અને લોકમાં પ્રકાશ ફેલાવનાર વચનરૂપી દીપકની અપેક્ષાએ તેઓ બાકીના ભવ્ય વિશેષો માટે ઉદ્દ્યોત કરનારા હોવાથી 'પરઉદ્દ્યોતકર' છે[૯]

ઉદ્દ્યોતના પૂર્વોક્ત બે ભેદોમાં 'ભાવોદ્દ્યોત'નું સ્થાન અતિ મહત્ત્વનું છે, કારણ કે દ્રવ્યોદ્દ્યોતનો ઉદ્દ્યોત પુદ્ગલ સ્વરૂપ હોવાથી તેમજ તેવા પ્રકારના પરિણામથી યુક્ત હોવાથી પરિમિત ક્ષેત્રમાં પ્રકાશ કરે છે, જ્યારે ભાવોદ્દ્યોતનો ઉદ્દ્યોત લોક અને અલોકને પ્રકાશિત કરે છે[૧૦]

આ વિષયમાં યોગશાસ્ત્રની વિવરણમાં કહેવાયું છે કે-કેવળજ્ઞાનના પ્રકાશરૂપી દીપકથી શ્રી તીર્થંકર ભગવંતો સર્વલોકમાં પ્રકાશ કરવાના સ્વભાવવાળા છે માટે તે ઉદ્દ્યોતકર છે[૧૧]

દે. ભા.[૧૨] તેમજ વ. વૃ.[૧૩] જણાવે છે કે કેવલજ્ઞાનના પ્રકાશથી અથવા તો તે પ્રકાશપૂર્વકના વચનરૂપી દીપકથી શ્રી જિનેશ્વર ભગવંતો ઉદ્દ્યોત કરવાના સ્વભાવવાળા છે

---

૮ लोकस्योद्द्योतकरा द्रव्योद्द्योतेन नव जिना भवन्ति तीर्थंकरनामानुकर्मोदयतोऽतुल सत्त्वार्थकरणात् भावोद्द्योतकराः पुनर्भवन्ति । —અ. હા. ટી. પ. ૪૯૭ અ

૯ आत्मानमवाधिकृत्य उद्द्योतकरास्तथा लोकप्रकाशक वचनप्रदीपापेक्षया च शेषभव्यविशेषानधिकृत्यैवेति । —આ. હા. ટી. પ. ૪૯૭ આ

૧૦ द्रव्योद्द्योतोद्द्योत पुद्गलात्मक वात्तथाविधपरिणामयुक्त वाच प्रकाशयति प्रभासते वा परिमित क्षेत्रे भावोद्द्योतोद्द्योत लोकालोक प्रकाशयति । —આ. હા. ટી. પ. ૪૯૭ આ

૧૧ केवलालोकदीपेन सर्वलोकप्रकाशकरणशीलान् । —યો. શા. સ્વો. વિ. પ. ૨૨૪ આ

૧૨ केवलालोकेन तत्पूर्वकवचनदीपेन वा प्रकाशनशीलान् । —દે. ભા. ૬ ૩૨૧

૧૩ केवलालोकदीपेन उद्द्योतकरान् प्रकाशकरान् । —વં. વૃ. પૃ. ૪૦

આ. હિ.માં કહેવાયું છે કે શ્રી તીર્થંકર ભગવંતો પરમજ્ઞાનનો ઉપદેશ, સંશયોનું છેદન અને સર્વપદાર્થોનું પ્રકટ કરવાપણું કરનારા હોવાથી 'ઉદ્દ્યોતકર' છે.[૧૪]

**આ પ્રમાણે 'लोगस्स उज्जोअगरे' એ બે પદો-પંચાસ્તિકાયરૂપી લોકનો કેવલજ્ઞાનરૂપ સર્વોત્કૃષ્ટ ભાવોદ્દ્યોત (ભાવદીપક) વડે પ્રકાશ કરવાના સ્વભાવવાળા-એ અર્થમાં સિદ્ધ થાય છે.**[૧૫]

धम्मतित्थयरे-[धर्मतीर्थकरान्]-ધર્મરૂપી તીર્થના કરનારાઓને.

ધર્મની વ્યાખ્યા લ. વિ.માં નીચે પ્રમાણે ટાંકવામાં આવી છે:—

दुर्गतिप्रसृताञ्जीवान्, यस्माद्धारयते ततः ।
धत्ते चैतान् शुभे स्थाने, तस्माद्धर्म इति स्मृतः ॥ १ ॥

અર્થ-દુર્ગતિમાં પડતા જીવોને રોકીને એમને શુભ સ્થાનમાં સ્થાપિત કરે તે 'ધર્મ' કહેવાય છે.

ધર્મ બે પ્રકારનો છે. (૧) 'દ્રવ્યધર્મ' અને (૨) 'ભાવધર્મ.' અહીં 'ભાવધર્મ' પ્રસ્તુત છે.

આ. નિ. તથા દે. ભા. માં કહેવામાં આવ્યું છે કે 'ભાવધર્મ' શ્રુતરૂપ અને ચારિત્રરૂપ છે.

तित्थ-[तीर्थ]-તીર્થ.

'તીર્થ' શબ્દની વ્યુત્પત્તિ 'तीर्यतेऽनेन इति तीर्थम्'-જેના વડે તરાય, તે 'તીર્થ'. એ પ્રમાણે કરવામાં આવે છે. આ. નિ. માં કહેવાયું છે કે 'તીર્થ'ના અનેક પ્રકારો છે, 'નામતીર્થ, સ્થાપનાતીર્થ, દ્રવ્યતીર્થ, ભાવતીર્થ' વગેરે.[૧૬] અહીં આ ચાર પ્રકારના તીર્થો પૈકી કયું તીર્થ લેવું એવી સ્હેજે શંકા થાય પણ 'ધર્મતીર્થ' શબ્દ હોવાથી માત્ર 'ભાવતીર્થ જ' સ્વીકાર્ય બને છે.[૧૭] 'દ્રવ્યતીર્થ' અને 'ભાવતીર્થ'ની વ્યાખ્યા દે. ભા. માં નીચે મુજબ આપવામાં આવી છે.

કુપ્રવચનો (ઈતરદર્શનો) તથા નદી આદિ તરવા માટેનાં સ્થાનો આ બધાં દ્રવ્યતીર્થ છે, કારણ કે ત્યાં પણ લોકો ડૂબે છે અને તેને એકવાર તર્યા પછી ફરી પણ તરવાનું બાકી

---

૧૪. परमज्ञानोपदेश संशयच्छेद सर्वपदार्थ प्रकटनकारित्वात् उद्द्योतकरास्तान् । — આ. હિ., પ. ૨૬૭ અ.

૧૫. अनेन वचनातिशय उक्तः । — દે. ભા., પૃ. ૩૨૧

૧૬. नाम ठवणातित्थं दव्वतित्थंच भावतित्थंच । — આ. નિ., ગા. ૧૦૬૫

૧૭. धर्मग्रहणात् द्रव्यतीर्थस्य नद्यादेः......परिहारः — યો. શા. સ્વો. વિ., પ. ૨૨૮ આ.

રહે છે જ્યારે સંઘ આદિ ભાવતીર્થ છે, કારણ કે તેનો આશ્રય કરનારા ભવ્યો ભવસાગરને નિયમા તરી જાય છે અને ભવસાગર ફરી તરવાનો બાકી રહેતો નથી[18]

कर-[ कर ] કરનારા, કરવાનો સ્વભાવ છે જેમનો એવા.

એટલે धर्म एव तीर्थं धर्मप्रधानं वा तीर्थं धर्मतीर्थं तत्करणशीलान्-धर्मतीर्थकरान् ।[19]

અર્થ-ધર્મ એ જ 'તીર્થ' કે ધર્મ પ્રધાન એવું 'તીર્થ' તે 'ધર્મતીર્થ.' તેને કરવાનો સ્વભાવ છે જેમનો તે 'ધર્મતીર્થકર' તેવા ધર્મતીર્થકરોને આ પદનો વિશિષ્ટ અર્થ યો. શા. સ્વો. વિ. મા જણાવાયો છે કે-દેવો, મનુષ્યો અને અસુરો સહિતની પર્ષદામાં સર્વ જીવોની પોતપોતાની ભાષામાં પરિણામ પામનારી વાણીદ્વારા 'ધર્મતીર્થ'નું પ્રવર્તન કરનારાઓને[20]

આ પ્રમાણે 'धम्मतित्थयरे' એ પદ-

**દુર્ગતિમાં પડતા પ્રાણીઓને રોકી રાખી સન્માર્ગે સ્થાપનાર અને સંસાર સાગરથી તારનાર એવા ધર્મરૂપ ભાવતીર્થનું સર્વ ભાષાઓમાં પરિણામ પામનારી સાતિશય વાણીદ્વારા પ્રવર્તન કરવાના સ્વભાવવાળા-એ અર્થમાં સિદ્ધ થાય છે.**

યો. શા. સ્વો. વિ. મા જણાવ્યું છે કે આ પદ દ્વારા શ્રી તીર્થંકર ભગવંતનો પૂજાતિશય તથા વચનાતિશય દર્શાવવામાં આવ્યો છે[21] જ્યારે દે. ભા. મા જણાવાયું છે કે આ પદ દ્વારા પૂજાતિશય દર્શાવાયો છે[22]

जिणे - [ जिनान् ] - જિનોને

આ નિ. મા 'જિન' શબ્દનો અર્થ જેમણે ક્રોધ, માન, માયા અને લોભ જીત્યા છે

18 आह च —
कुप्पावयणाइ नइओ, तरणसमभूमि त्ववओ तित्थं ।
बुड्डंति तंमि तिन्ना संभवइ य पुणवि उत्तरणं ॥ १ ॥
संघाइ भावतित्थं जं तं पविसित्तु भवसमुद्दं नियमा ।
भविया तरंति न य पुणवि, भवजलो होइ तरियव्वो ॥ २ ॥ — દે. ભા., પૃ. ३२१

19 धर्म एव धर्मप्रधानं वा तीर्थं धर्मतीर्थं तत्करणशीला धर्मतीर्थकरास्तान् ।
— આ. હા. ટી., પૃ. ४५४ અ — પ્ર. વિ., ૮ ४२

20 सदेवमनुजासुराया पर्षदि सर्वभाषापरिणामिन्या वाचा धर्मतीर्थप्रवर्तकातिशय ।
— યો. શા. સ્વો. વિ., પૃ. २२४ આ

21 अनेन पूजातिशयो वागतिशयश्चोक्त । — " " "

22 एतेन पूजातिशयश्चोक्त । — દે. ભા., પૃ. ३२१

તે – એવો કરવામાં આવ્યો છે.[૨૩] આ. હા. ટી.માં રાગ, દ્વેષ, કષાયો, ઇન્દ્રિયો પરીષહો, ઉપસર્ગો અને આઠ પ્રકારનાં કર્મોને જિતનારા તે 'જિન' એમ કહેવાયું છે.[૨૪]

લ. વિ., દે. ભા. તેમજ વં. વૃ.માં રાગ આદિને જીતનારા તે 'જિન' એમ દર્શાવાયું છે.[૨૫] ચે. વં. મ. ભા.માં જેમણે રાગ, દ્વેષ અને મોહને જીત્યા છે તેઓ 'જિન' એમ કહેવાયું છે.[૨૬]

યો. શા. સ્વો. વિ. તેમજ ધ. સં.માં રાગ દ્વેષ આદિને જીતનારાઓને 'જિન' તરીકે ઓળખાવાયા છે.[૨૭]

**આ રીતે 'जिणे' પદ–રાગ દ્વેષ, કષાયો, ઇન્દ્રિયો, પરીષહો, ઉપસર્ગો અને આઠ પ્રકારનાં કર્મોને જીતનાર–એ અર્થમાં સિદ્ધ થાય છે.**

આ પદ દ્વારા અપાયાપગમાતિશય દર્શાવાયો છે.[૨૮]

अरिहंते–[ अर्हतः ] – અર્હંતોને.

આ. નિ.માં 'અરિહંત' શબ્દનો અર્થ નીચે મુજબ કરવામાં આવ્યો છેઃ—

ઇન્દ્રિયો, વિષયો, કષાયો, પરીષહો, વેદના અને ઉપસર્ગો આ અરિઓને–શત્રુઓને–હણનારા હોવાથી તેઓ 'અરિહંત' કહેવાય છે, ઉપરાંત આઠ પ્રકારનું કર્મ સર્વજીવો માટે અરિભૂત છે, તે કર્મરૂપી અરિને હણનારા હોવાથી તેઓ 'અરિહંત' કહેવાય છે. વંદન અને નમસ્કારને જેઓ યોગ્ય છે, પૂજા, સત્કારને જેઓ યોગ્ય છે અને સિદ્ધિગમનને જેઓ યોગ્ય છે તેઓ 'અરિહંત' કહેવાય છે.[૨૯]

---

૨૩. जियकोहमाणमाया, जियलोहा तेण ते जिणा हुंति । — આ. નિ., ગા. ૧૦૭૬

૨૪. रागद्वेषकषायेन्द्रियपरीषहोपसर्गाष्टप्रकारकर्मजेतृत्वाज्जिनाः । — આ. હા. ટી., પ. ૪૯૪ અ.

૨૫. रागादिजेतारो जिनास्तान् । — લ. વિ., પૃ. ૪૨

जिनान् रागादि जेतॄन् । — દે. ભા., પૃ. ૩૨૧

,, ,, — વં. વૃ., પૃ, ૪૦

जयन्ति रागादीन् इति जिनास्तान् । — આ. દિ., પ. ૨૬૭ અ.

૨૬. जिणेति एसत्थो जियराग दोसमोहे । — ચે. વં. મ. ભા., ગા. ૫૨૬, પૃ. ૯૫

૨૭. जिनान् रागद्वेषादिजेतॄन् । — યો. શા. સ્વો. વિ., પ. ૨૨૪ આ.

,, ,, — ધ. સં., પ. ૧૫૫ અ.

૨૮. अपायापगमातिशयमाह–जिनान् । — યો. શા. સ્વો. વિ., પ. ૨૨૪ આ.

૨૯. इंदियविसयकसाए, परीसहे वेयणा उवस्सग्गे ।
एए अरिणो हंता, अरिहंता तेण वुच्चंति ॥ ९१९ ॥
अट्ठविहं पिय कम्मं, अरिभूअं होइ सव्वजीवाणं ।
तं कम्ममरि हंता अरिहंता तेण वुच्चन्ति ॥ ९२० ॥
अरिहंति वंदण नमंसणाइं, अरिहंति पूअसक्कारं ।
सिद्धिगमणंच अरिहा, अरिहंता तेण वुच्चंति ॥ ९२१ ॥ — આ. નિ. ગા. ૯૧૯–૨૦–૨૧

આ હા ટી લ વિ તથા દે ભા મા જણાવ્યું છે કે – અશોક આદિ આઠ પ્રાતિહાર્ય આદિ સ્વરૂપ પૂજાને જેઓ યોગ્ય છે તેઓ 'અર્હત્' કહેવાય છે [30]

ચે વ મ ભા મા કહેવાયું છે કે આઠ પ્રકારના પ્રાતિહાર્યને જે કારણથી યોગ્ય છે તેથી તેઓ અરિહંત કહેવાય છે [31]

યો શા સ્વો વિ મા 'અરિહંત' શબ્દનો અર્થ કરતા કહ્યું છે કે – કર્મરૂપી અરિને હણનારાઓને [32] અને તે પછી આ નિ નો 'અરિહંત' વિષયક ઉપર નિર્દિષ્ટ અર્થ જણાવતો પાઠ ટાંકવામા આવેલ છે

વ વૃ તથા આ દિ 'અરિહંત' શબ્દનો કશોજ વિશિષ્ટ અર્થ ન દર્શાવતા 'અર્હંતોને' એટલો જ માત્ર નિર્દેશ કરે છે

આ હા ટી, લ વિ, ચે વ મ ભા, યો શા સ્વો વિ, વ વૃ, આ દિ અને ધ સ આટલા ગ્રંથો અહિં વપરાયેલ 'અરિહંતે' પદને વિશેષ્ય માને છે, જ્યારે દે ભા 'અરિહંતે' પદને વિશેષણ માને છે [33]

---

30 अशोकाद्यष्टमहाप्रातिहार्यादिरूपां पूजामर्हन्तीत्यर्हन्तस्तानर्हत — લ વિ ૄ ૪૨

31 अट्ठविह पाडिहेरं जम्हा अरहंत तेण अरिहंता । — ચે વ મ ભા ગા ૫૧૧ ૄ ૮૨

32 कर्मारिहन्तृभ्य — યો શા સ્વો વિ પ ૨૧૭ અ

33 अर्हतामेव विशेष्यत्वात् दोष — આ હા ટી પત્ર ૫૦૧ અ

— લ વિ ૄ ૪૪

अट्ठविह पाडिहेरं जम्हा अरहंति तेण अरिहंता ।

लोगस्सुज्जोयगरा एय तु विसेसण तसिं । — ચે વ મ ભા ગા ૫૧૧ ૄ ૮૨

अरिहंत इति विशेष्यपदम् । — યો શા સ્વો વિ પ ૨૨૪ અ

— વ ॰ ૄ ૪૦

अर्हत कीर्तयिष्ये कथभूतानर्हत — આ દિ પ ૨૬૭ અ

अरहंते इति विशेष्यपदम् । — ધ સ પ. ૧૫૫ અ

अर्हत अष्टमहाप्रातिहार्यादिपूजार्हान् विशेषणमेतद् । — દે ભા ૄ ૩૨૧

અહીં એક વાત ટાંકવી જરૂરની છે કે-ધ. સં. ગ્રન્થ 'अरिहंते' પાઠને બદલે 'अरहंते' પાઠ જણાવે છે,[૩૪] જ્યારે બાકીના ગ્રન્થકારો 'अरिहंते' પાઠને માન્ય રાખે છે.

**આ રીતે अरिहंते પદ—વંદન-નમસ્કારને, પૂજા-સત્કારને તથા સિદ્ધિગમનને જેઓ યોગ્ય છે તેવા, તેમ જ આઠેય કર્મો, ઇન્દ્રિયો, વિષયો, કષાયો આદિ અરિઓને હણનારા-એ અર્થમાં સિદ્ધ થાય છે.**

कित्तइस्सं-[ कीर्त्तयिष्ये ]-કીર્તન કરીશ, નામોચ્ચારણપૂર્વક સ્તવીશ.

અહીં જે કીર્તન કરવાનું છે તે નામથી અને ગુણોથી કીર્તન કરવાનું છે. કીર્તન કરવાનું કારણ દેવતા, મનુષ્યો અને અસુરો સહિત સમગ્ર લોક માટે કીર્તનીય એવા તે ભગવંતોએ દર્શન, જ્ઞાન, ચારિત્ર તથા તપ રૂપ વિનય દર્શાવ્યો તે છે. તેમના આ ગુણોને ખ્યાલમાં રાખીને અહીં તેમનું કીર્તન કરવામાં આવેલ છે.[૩૫]

'कित्तइस्सं' રૂપ कीर्त् ધાતુનું ભવિષ્યકાળના પ્રથમ પુરુષ એકવચનનું છે.

'कित्तइस्सं' પદનો સામાન્ય અર્થ 'હું કીર્તન કરીશ' એટલો જ થાય છે. પરન્તુ તેનો વિશિષ્ટ અર્થ 'પોત પોતાના નામથી, યા તો નામોના ઉચ્ચારણ પૂર્વક હું સ્તવના કરીશ' થાય છે. એમ આ. હા. ટી. આદિ સમસ્ત ગ્રન્થકારો જણાવે છે.[૩૬] માત્ર આ. દિ. 'कित्तइस्सं'નો અર્થ कथयिष्ये—કહીશ. એ પ્રમાણે કરે છે.[૩૭]

'कित्तइस्सं' રૂપ અંગે વિચારણા કરીયે તો, સંસ્કૃત ભાષાના 'कीर्तयिष्ये' રૂપને પ્રાકૃતમાં ઢાળવામાં આવતાં 'कीर्तयि' એટલા અંશનું પ્રાકૃત વ્યાકરણના વર્ણવિકારોના નિયમ પ્રમાણે 'कित्तइ' થાય. બાદ 'ष्ये' પ્રથમ પુરુષના એકવચનનો સૂચક છે. તેને સ્થાને પ્રાકૃતમાં 'मि' આવે અને એ 'मि'ના સ્થાને વિકલ્પે 'स्सं' આદેશ થાય, આ રીતે પ્રાકૃત વ્યાકરણના નિયમાનુસાર જ 'कित्तइस्सं' રૂપ સાધી શકાય છે. અને વિકલ્પ પક્ષે 'कित्तइहिमि' પ્રયોગ થાય છે. ઉપર્યુક્ત બન્ને પ્રયોગ આચાર્ય શ્રી હેમચન્દ્રસૂરીશ્વરે પ્રાકૃત-વ્યાકરણના "मेः स्सं" ૮/૩/૧૬૯/ સૂત્રમાં નોંધેલ છે.

આ. હા. ટી, લ.વિ, દે. ભા.—આ ગ્રન્થો 'कित्तइस्सं' નું સંસ્કૃત રૂપ 'कीर्तयिष्यामि' કરે છે, જ્યારે યો. શા. સ્વો. વિ, વં.વૃ, ધ.સં, તથા આ.દિ. 'कीर्तयिष्ये' કરે છે.

**આ રીતે 'कित्तइस्सं' પદ-નામોચ્ચારણપૂર્વક સ્તવીશ-એ અર્થમાં સિદ્ધ થાય છે.**

---

૩૪. अरहंते इति विशेष्यपदम् । — ધ. સં., પ. ૧૫૫ અ.

૩૫. कित्तेमि कित्तणिज्जे, सदेवमणुआसुरस्स लोगस्स ।
दंसण नाण चरित्ते, तव विणओ दंसिओ तेहिं ॥ १०७७ ॥ — આ. નિ., ગા. ૧૦૭૭

૩૬. कीर्तयिष्यामीति स्वनामभिः स्तोष्ये इत्यर्थः । — આ. હા. ટી., પ. ૪૯૪ આ.

૩૭. कीर्तयिष्ये-कथयिष्ये । — આ. દિ., પ. ૨૬૭ આ.

चउवीस [ चतुर्विंशतिम् ] ચાવીસને

ચોવીસને એટલે કે ચોવીસ અર્હતોને આટલું કહ્યા પછી મનમા મ્હેજે થાય કે અહીં કયા ચોવીસ અર્હત્ લેવા ? કારણકે ગત ચોવીસીમા પણ ચોવીસ અર્હત્ થયા છે અને ભવિષ્યમા પણ થવાના છે, તથા ક્ષેત્રાન્તરોની અપેક્ષાએ તે તે ક્ષેત્રોમા પણ જૂદા જૂદા ચોવીસ અર્હત્ થયા છે

આનુ સમાધાન આપતા આ નિ જણાવે છે કે–'ચોવીસ' એ સખ્યા ઋષભ આદિ હવે પછી કહેવાનારા માટે છે એટલે કે આ ભરતક્ષેત્રની વર્તમાન ચોવીસીમા થયેલા શ્રી ઋષભથી આરભી શ્રીવર્ધમાન પર્યંતના અર્હતો માટે ' चउवीस ' શબ્દ વપરાયેલો છે

ચે વ મ ભા પણ ઉપર્યુક્ત હકીકતનુ સમર્થન કરતા જણાવે છે કે चउवीस એ સખ્યા ભારત વર્ષમા થયેલા અર્હતો માટે છે[३९]

હે ભા પણ જણાવે છે કે 'ચોવીસ'થી ભરતક્ષેત્રમા ઉત્પન્ન થયેલા અર્હતો લેવા[४०] આ પ્રમાણે ' चउवीस ' પદ **ભરતક્ષેત્રમા ઉત્પન્ન થયેલા વર્તમાન ચોવીસીના અર્હતોને–એ અર્થમા સિદ્ધ થાય છે**

पि [ अपि ]–અને, વળી ( અર્થાત્ બીજાઓને પણ )

અહીં વપરાયેલ पि પદ કે જે 'अपि' અવ્યય છે તેના અનેક અર્થો છે[४१] તે પૈકી અહિ સમુચ્ચય અર્થ ઘટિત થાય છે એટલે 'चउवीसंपि'નો અર્થ ' ચોવીસને અને ' એ પ્રમાણે થાય ' અને ' કહ્યા બાદ વાકય અધુરુ રહે છે શ્રોતાના મનમા જિજ્ઞાસા પણ પ્રવર્તે છે કે ' અને ' પછી આગળ શુ સમજવું ? તે માટે આ નિ મા સૂચવવામા આવ્યુ છે કે– ' अपि ' શબ્દના ગ્રહણથી ઐરવત ક્ષેત્ર તથા મહાવિદેહ ક્ષેત્રમા જે છે તેમનુ ગ્રહણ સમજવુ[४२] એટલે નિર્યુક્તિકારને ' अपि ' શબ્દથી બીજા બે ક્ષેત્રમા ઉત્પન્ન થયેલ અર્હતો અભિપ્રેત છે

આ હા ટી મા તથા લ વિ મા જણાવાયુ છે કે ' अपि ' શબ્દ તેમનાથી અન્યના સમુચ્ચય માટે છે એટલે કે વર્તમાન ચોવીસીના ઋષભાદિ ચોવીસ જિનોથી અન્ય એવા

३८ चउवीसंपिति संख्या उसभाईआउ भणाम णाउ । —આ નિ ગા ૧૦૭૮
३९ चउवीसंति य संख भारहवासुब्भवाण अरहाण । —ચે વ મ ભા ગા ૫૨૬ પૃ ૮૫
४० चतुर्विंशतिं भरतक्षेत्रोद्भवान् । —હે ભા ૬ ૩૨૧
४१ अपि सम्भावना प्रश्न शङ्कागर्हा समुच्चये ।
तथा युक्त पदार्थेषु कामचार क्रियासु च ॥ —અ ચી નો १ ૬ ૧૫૫
४२ अविसद्द गहणा पुण एरवय महाविदेहेसु । —આ નિ ગા ૧૦૭૮
४३ अपि शब्दो भ वतस्तदन्यसमुच्चयार्थ । —આ હા ટી પૃ ૪૯૪ અ

તીર્થંકરો માટે છે. નિર્યુક્તિકાર ઐરવત તથા મહાવિદેહ કહે છે. તેમાં અને આ. હા. ટી. તથા લ. વિ.ના વિધાનમાં ઐક્ય જ દેખાય છે. કારણ કે, નિર્યુક્તિકારે પણ ઐરવત અને મહાવિદેહ માત્ર જંબૂદ્વીપના જ લેવા અને બાકીના ચાર ન લેવા તેવું વિધાન ક્યાંય કર્યું નથી.

ચે. વં. મ. ભા. 'अपि' શબ્દથી 'મહાવિદેહ આદિમાં થયેલા' એમ જણાવે છે.[44]

યો. શા. સ્વો. વિ. તથા ધ. સં. 'अपि' શબ્દથી 'બીજાઓને પણ' એમ જણાવે છે.[45] પણ બીજામાં ક્યા ક્યા લેવા, તેનું વિધાન કરતા નથી.

દે. ભા. તથા વં. વૃ. 'अपि' શબ્દથી 'બાકીના ક્ષેત્રોમાં થયેલા' એમ જણાવે છે.[46]

આ રીતે 'अपि' **શબ્દ–ભરત ક્ષેત્રની વર્તમાન ચોવીસીના ચોવીસ અર્હતોથી અન્ય એવા, ઐરવત તથા મહાવિદેહ આદિ ક્ષેત્રોમાં થયેલા અર્હતોને–એ અર્થમાં સિદ્ધ થાય છે.**

केवली-[ केवलिनः ]-કેવલજ્ઞાનીઓને.

'केवली' શબ્દની વ્યુત્પત્તિ–'केवलं येषां विद्यते इति केवलिनः' એટલે કેવલ (કેવલજ્ઞાન) જેમને છે તે. એ પ્રમાણે થાય છે.

'केवली' પદની વ્યાખ્યા આ. નિ.માં નીચે મુજબ આપવામાં આવી છે:—

સંપૂર્ણ (પંચાસ્તિકાયાત્મક) લોકને જાણે છે તથા જુએ છે અને જે કેવલચારિત્રી તથા કેવલજ્ઞાની છે તે કારણથી તે 'કેવલી' કહેવાય છે.[47] અહિં 'જાણવું' એટલે વિશેષરૂપે જાણવું (કેવલજ્ઞાન) અને 'જોવું' એટલે સામાન્યરૂપે જાણવું (કેવલદર્શન) એમ સમજવાનું છે.[48]

ચે. વં. મ. ભા.માં 'કેવલી'ની વ્યાખ્યા માટે આ. નિ.નો પાઠ જ ટાંકવામાં આવ્યો છે.

---

૪૪. अविसद्दाओ वंदे महाविदेहाइपभवेऽवि । — ચે. વં. મ. ભા., ગા. ૫૨૯, પૃ. ૯૧.

૪૫. अपिशब्दादन्यानपि । — યો. શા. સ્વો. વિ., પત્ર ૨૨૪ આ.

૪૬. अपिशब्दात् भावतः शेषक्षेत्रसंभवांश्च । — દે. ભા., પૃ. ૩૨૧
अपिशब्दात् शेषक्षेत्रसंभवांश्च । — વં. વૃ. પૃ. ૪૧

૪૭. कसिणं केवलकप्पं लोगं जाणंति तह य पासंति ।
केवल चरित्तनाणी तम्हा ते केवली हुंति ॥ — આ. નિ., ગા. ૧૦૭૯.

૪૮. निर्विशेषं विशेषाणां, ग्रहो दर्शनमुच्यते ।
विशिष्ट ग्रहणं ज्ञान–मेवं सर्वत्रगं द्वयम् ॥ १ ॥ — આ. હા. ટી., પ. ૫૦૦ આ.

આ હા ટી, વ વિ તથા આ દિ મા 'કેવલી'ની વ્યાખ્યા 'કેવલજ્ઞાન જેમને છે તે' એવી જ આપવામા આવી છે[૪૯]

યો શા સ્વો વિ, દે ભા, તથા ધ મ મા 'કેવલી'નો અર્થ 'ઉત્પન્ન થયેલુ છે કેવલજ્ઞાન જેમને એવા ભાવ અર્હત્' એ પ્રમાણે કરવામા આવ્યો છે[૫૦]

વ વૃ મા 'કેવલી'નો અર્થ 'ભાવ અર્હતો' એ પ્રમાણે કરાયો છે[૫૧]

**આ રીતે 'કેવલી' પદ-જેમને કેવલજ્ઞાન (અને કેવલદર્શન) ઉત્પન્ન થયું છે અને તે દ્વારા જેઓ સંપૂર્ણ લોકને જાણે છે અને જુએ છે એવા, સંપૂર્ણ ચારિત્ર અને જ્ઞાનવાળા, ભાવ અર્હતોને—એ અર્થમાં સિદ્ધ થાય છે.**

'કેવલી' પદ અહીં શા માટે મૂકવામા આવ્યુ તે અગે ગ્રન્થકારોમા કેટલાક મતાન્તર પ્રવર્તે છે

આ હા ટી તથા વ વિ મા કહ્યુ છે કે 'કેવલી' એ વિશેષણ એટલા માટે છે કે જેમને કેવલજ્ઞાન ઉત્પન્ન થયુ છે તેવા આત્માઓ જ લોકોદ્યોતકર, ધર્મતીર્થંકર, જિન એવા અર્હત્ હોય છે, બીજા નહીં એવો નિયમ કરવા દ્વારા સ્વરૂપ જણાવવા પૂરતો જ આ પ્રયોગ છે[૫૨] ચે વ મ ભા જણાવે છે કે છદ્મસ્થ અવસ્થામા રહેલા જિનોનો અહીં સમાવેશ ન થાય તે માટે 'કેવલી' પદ મૂકવામા આવ્યુ છે[૫૩]

તેમજ નામ આદિ ભેદ (નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ)થી ભિન્ન પણ જિનવરો અર્હત્ તરીકે સભવી શકે છે તેથી ભાવ-અર્હતના સ્વીકાર માટે અહીં 'કેવલી' પદ મૂકયુ છે[૫૪]

---

૪૯ केवलज्ञानमेषा विद्यत इति केवलिन तान् केवलिन ॥ —આ હા ટી પ ૪૯૬, અ —લ વિ ૬ ૪૩

૫० उत्पन्नकेवलज्ञानान् भावार्हत इत्यर्थ । —યો શા સ્વો વિ પ ૨૨૮ અ —દે ભા ૬ ૩૨૧ —ધ મ ૬ ૧૫૫ અ

૫૧ केवलिनो भावार्हत इत्यर्थ —વ ૬ પૃ ૪૧

૫૨ केवलिन एव यथोक्तस्वरूपा अर्हन्तो नान्य इति नियमनार्थं तत्स्वरूपज्ञापनार्थमेवेदं विशेषणमिति तत्त्वम् । —આ હ ટી પ ૫૦૧ અ —લ વિ ૬ ૪૪

૫૩ न उण छउमत्थजिणा वि हुंति ना केवली भणिया ॥ —ચે વ મ ભા ગા ૫૩૨, ૬ ૯૬

૫૪ नामाइभेयभिन्ना वि जिणवरा सभवंति अरहंता । भावारहंत पडिवत्तिकारण केवली वयण ॥ —ચે વ મ ભા ગા ૫૩૪, ૬ ૯૭


उसभमजिअं च वंदे, संभवमभिणंदणं च सुमइं च
पउमप्पहं सुपासं, जिणं च चंदप्पहं वंदे ॥२॥

ચો. શા., સ્વો. વિ., દે. ભા., વં. વૃ. તેમજ ધ. સં. પણ એ જ વાત જણાવે છે કે–અહીં 'કેવલી' પદથી માત્ર ભાવ અર્હત્ જ ગ્રહણ કરવા. એટલે કે જ્યારે તે અર્હત્ થઈને વિચરતા હોય તે સ્થિતિમાં રહેલા અર્હત્ જ ગ્રહણ કરવા. પરન્તુ રાજ્ય અવસ્થામાં અથવા તો મુનિ અવસ્થામાં વિચરતા અર્હતો ન લેવા કારણ કે તે અવસ્થામાં તે 'ભાવ અર્હત્' નથી પણ 'દ્રવ્ય અર્હત્' છે. જ્યારે આ સૂત્ર માત્ર ભાવ અર્હતોની સ્તુતિ માટે છે. અને તેથી 'अपि' શબ્દની વ્યાખ્યા કરતાં, "अपि શબ્દથી અન્યને ગ્રહણ કરવા" એમ જ્યાં કહેવાયું છે ત્યાં, 'અન્ય' શબ્દથી ઐરવતાદિ ક્ષેત્રમાં રહેલા વર્તમાન ચોવીસીના તથા મહાવિદેહ ક્ષેત્રમાં રહેલ વિહરમાન ભાવ જિનોને જ ગ્રહણ કરવાના છે એ વાત સ્વયંસિદ્ધ બને છે.

उसभमजिअं च वंदे, संभवमभिणंदणं च सुमइं च ।
पउमप्पहं सुपासं, जिणं च चंदप्पहं वंदे ॥ २ ॥

सुविहिं च पुप्फदंतं, सीअल सिज्जंस वासुपुज्जं च ।
विमलमणंतं च जिणं, धम्मं संतिं च वंदामि ॥ ३ ॥

कुंथुं अरं च मल्लिं वंदे मुणिसुव्वयं नमिजिणं च ।
वंदामि रिट्ठनेमिं पासं तह वद्धमाणं च ॥ ४ ॥

આ ત્રણ ગાથાઓમાં દર્શાવાયેલ ચોવીસ તીર્થંકર ભગવંતોના નામોના સામાન્ય તેમજ વિશિષ્ટ અર્થો છે. સામાન્ય અર્થ દરેક તીર્થંકર ભગવંતના નામમાં ઘટી શકે છે, જ્યારે વિશિષ્ટ અર્થ, તે તે તીર્થંકર ભગવંતના નામમાં ઘટી શકે છે. દરેક તીર્થંકર ભગવંતના નામોના સામાન્ય તેમજ વિશેષ અર્થો પ્રસ્તુત ગ્રન્થમાં ટિપ્પણ વિભાગમાં આપવામાં આવ્યા છે, તેથી અહીં તેની ચર્ચા કરી નથી.

શ્રી ઋષભદેવ ભગવાનના નામ માટે બે ખાસ મહત્ત્વની વિગતો ચર્ચવી અહીં જરૂરી છે. દરેક તીર્થંકર ભગવંતોના માત્ર એક જ સાથળમાં લાંછન એટલે કે એક વિશિષ્ટ ચિહ્ન હોય છે. એ જૈન શાસ્ત્રોએ માન્ય કરેલ ક્રમ છે. જ્યારે અપવાદરૂપે શ્રી ઋષભદેવ ભગવાનના બન્ને સાથળોમાં તપાવેલ સુવર્ણ જેવા ઉજ્જવલ અને એક બીજાની તરફ મુખ કરીને રહેલ વૃષભો (ઋષભો)નું યુગલ, લાંછન સ્વરૂપે હતું એટલે કે દરેક સાથળમાં એક એક વૃષભનું લાંછન હતું.

બીજી વિશિષ્ટતા એ હતી કે દરેક તીર્થંકરની માતા શ્રી તીર્થંકર ભગવંત માતાના ગર્ભમાં આવતાં જ ચૌદ સ્વપ્નોને જુએ છે, જે પૈકી પ્રથમ હાથીને જુએ છે. જ્યારે શ્રી ઋષભદેવ ભગવંતની માતાએ ઋષભદેવ ભગવંત ગર્ભમાં આવતાં પ્રથમ સ્વપ્નમાં વૃષભને (ઋષભ)

જોયો હતો આ બન્ને વિશિષ્ટતાના કારણે તુષ્ટ બનેલ દેવોના ઇન્દ્રે તેમનુ 'ઋષભ' એ નામ સ્થાપ્યુ હતુ આ વિગત આ નિ[55] તથા આ હા ટી મા[56] સામાન્ય રીતે ટાંકવામા આવી છે જ્યારે ચે વ મ ભા મા વિશિષ્ટ રીતે ટાંકવામા આવી છે[57]

**च [च] અને; અથવા.**[58]

ગાથા–૨, ૩ તથા ૪ મા 'च' શબ્દનો પ્રયોગ અગિયાર વખત કરવામા આવ્યો છે, જેમા દશ 'च' નો અર્થ 'અને' છે, જ્યારે એક 'च' નો અર્થ 'અથવા' છે

सुविहिं च पुप्फदंत ' પદમા વપરાયેલ 'च' નો અર્થ 'અથવા' છે, જ્યારે બાકીના 'च' નો અર્થ 'અને' છે

ઉપર્યુક્ત ત્રણ ગાથામા च ની ગોઠવણ નીચે પ્રમાણે છે

પ્રથમ બે જિન — उसभ मजिअं च
પછી બે જિન — संभव मभिणंदणं च
પછી એક જિન — सुमइं च
પછી બે જિન — पउमप्पहं सुपासं जिणं च
પછી બે જિન — चंदप्पहं वंदे सुविहिं च
પછી ત્રણ જિન — (पुप्फदंतं) सीअल सिज्जंस वासुपुज्जं च
પછી બે જિન — विमल मणंतं च
પછી બે જિન — धम्मं संतिं च
પછી બે જિન — कुंथु अरं च
પછી ત્રણ જિન — मल्लिं वंदे मुणिसुव्वयं नमिजिणं च
પછી ત્રણ જિન — रिट्ठनेमिं पासं तह वद्धमाणं च

૫૫ ऊरूसु उसभलंछण उसभं सुमिणम्मि तेण उसभजिणो — આ નિ ગા ૧૦૮૦

૫૬ जेण भगवओ दोसु वि ऊरूसु उसभा उप्पराहुत्ता जेण च मरुदेवाए भगवईए चोद्दसण्हं महासुमिणाणं पढमो उसभो सुमिणे दिट्ठो त्ति तेण तस्स उसभो त्ति णामं कयं सेसाण तित्थगराण मायरो पढमं गयं तओ वसहं एवं चोद्दस । — આ હા, ટી પ ૫૦૨ અ

૫૭ एयस्स ऊरुजुयले नजिर सुलक्खण धवलं ॥ ९४२ ॥
अन्नोन्नाभिमुहं [illegible] उसभजुगं लंछणं हवइ मासि ।
सुमिणम्मि पढमसुसभो चोद्दससुमिणाणं मज्झम्मि ॥ ॥ ९४३ ॥
दिट्ठो मरुदेवीए तेण कयं उसहं नाममयस्स ।
तुट्ठेणाऽमरवइणा ॥ ९४४ ॥ — ચે વ મ ભા ગા ૯૪૨–૯૪૩–૯૪૪ પૃ ૯૮–૯૯

૫૮ समुच्चये विकल्पोक्तौ व्यभिचार [illegible] ।
औपम्य निश्चये हेतौ चकारोऽवाचयादिषु ॥ — શબ્દ રત્નપ્રદીપ મુક્તા–૨ શ્લોક ૨, પૃ ૩૧


सुविहिं च पुप्फदंतं, सीअल-सिज्जंस-वासुपुज्जं च।
विमलमणंतं च जिणं, धम्मं संतिं च वंदामि ॥३॥

આ ગોઠવણ પાછળ શ્રી સૂત્રકાર ભગવંતના મનમાં કયો ગૂઢ આશય હશે તે જાણી શકાયું નથી.

वंदे-[ वन्दे ]-વંદન કરું છું.

ઉપર્યુક્ત ત્રણ ગાથામાં ત્રણ વખત 'वंदे' અને બે વખત 'वंदामि' પદનો પ્રયોગ નીચે જણાવેલ ક્રમથી કરવામાં આવ્યો છે. પ્રથમ બે જિન પછી 'वंदे', ત્યારબાદ છ જિન પછી 'वंदे', અને આઠ જિન પછી 'वंदामि'.

સૂત્રકાર ભગવંતની આ ગોઠવણ પાછળ પણ કયો ગૂઢાર્થ હશે તે સમજાયું નથી.

ઉપરાંત આ રીતે વારંવાર 'वंदे' તથા 'वंदामि' પદનો પ્રયોગ કરી, વારંવાર વંદન શા માટે કરવામાં આવ્યું છે તેનું સ્પષ્ટીકરણ ફક્ત ચે. વં. મ. ભા. માં જ કરવામાં આવ્યું છે. ત્યાં જણાવ્યું છે કે—અહીં સૂત્રમાં વારંવાર જે વંદનાર્થક ક્રિયાપદનો પ્રયોગ કરાયો છે તે આદર દર્શાવવા માટે છે અને તેથી તે પુનરૂક્તિ, દોષકારક નથી.[૫૯]

जिणं - [ जिनं ] - જિનને.

ઉપર્યુક્ત ત્રણ ગાથામાં ત્રણ વખત 'जिणं' પદ વપરાયેલ છે. અને સંપૂર્ણ 'લોગસ્સ સૂત્ર'માં પાંચ વખત 'जिन' શબ્દ વપરાયો છે. સંપૂર્ણ સૂત્રમાં સૌથી વધુ વપરાયેલ કોઈ પણ શબ્દ હોય તો તે આ 'जिन' શબ્દ છે.

'जिणं' પદ સાત સાત જિનના અંતરે એટલે કે સાતમા જિન પછી, ચૌદમા જિન પછી અને એકવીસમા જિન પછી ગોઠવાયેલ છે. આ ગોઠવણ સહેતુક હોય તેમ લાગે છે.

सुविहिं च पुप्फदंतं—[ सुविधिं च पुष्पदन्तम् ]—
જેમનું બીજું નામ 'પુષ્પદંત' છે એવા સુવિધિનાથને.

દરેક તીર્થંકર ભગવંતોનું માત્ર એકેક જ નામ આપવામાં આવ્યું છે. જ્યારે નવમા તીર્થંકરના 'સુવિધિ' અને 'પુષ્પદંત' એવાં બે નામ આપવામાં આવ્યા છે. આનું શું કારણ હશે તે સમજાયું નથી. કારણકે ગ્રન્થકારો તે અંગે કશું જ સ્પષ્ટીકરણ કરતા નથી.

તેવીશ તીર્થંકરો પૈકી દરેકના માત્ર એકેકજ નામ હશે, જ્યારે શ્રી સુવિધિનાથ ભગવાનનાજ બે નામ હશે. એ કલ્પના પણ ટકી શકે તેમ નથી. કારણકે કલિકાલસર્વજ્ઞ આચાર્યભગવંત શ્રી હેમચંદ્રાચાર્યે 'અભિધાન ચિન્તામણિ'માં શ્રી વર્ધમાન સ્વામીના ૬ નામ ગણાવ્યાં છે. તે ગણાવેલ છ નામો પૈકી બીજાં બીજાં નામોને જતાં કરીએ તો પણ શ્રી વર્ધમાન સ્વામીનું 'મહાવીર' નામ તો પ્રસિદ્ધ હોવા સાથે આગમોમાં પણ ઉલ્લિખિત છે. તેથી આની પાછળ શું કારણ હશે, તે સમજાયું નથી.

---

૫૯. जं पुण वंदइ किरिया भणणं सुत्ते पुणो पुणो-इत्थ ।
आयरपगासगत्ता पुणरुत्तं तं न दोसगरं ॥ ५३८ ॥ —ચે. વં. મ. ભા., ગા. ૫૩૮, પૃ. ૯૬

આ નિ, આ હા ટી, વ વૃ તથા દે ભા આ ચાર ગ્રન્થો તો 'પુષ્પદંત' નામ મૂળ ગાથામા હોવા છતા પણ તેનુ વિવેચન કે તેનો નામોલ્લેખ સુદ્ધા કરતા નથી જ્યારે ચે વ મ ભા, યો શા સ્વો વિ, આ દિ તથા ધ સ તેનુ વિવેચન કરે છે પણ તેમાય વિશિષ્ટ વિવેચન તો માત્ર ચે વ મ ભા જ કરે છે

યો શા સ્વો વિ તથા ધ સ 'સુવિધિનાથ'નુ 'પુષ્પદંત' એ બીજુ નામ છે એમ જણાવે છે[60]—

ચે વ મ ભા પણ 'સુવિધિ' એ નામ છે અને 'પુષ્પદંત' એ વિશેષણ છે એમ જણાવવા પૂર્વક,[61] કેટલાક 'પુષ્પદન્ત'ને નામ તરીકે માન્ય રાખી 'સુવિધિ'ને વિશેષણ તરીકે માને છે, તે મતાન્તરનો ઉલ્લેખ કરે છે[61]

આ દિ 'સુવિધિ' એ નામ છે અને 'પુષ્પદન્ત' એ વિશેષણ છે એમ જણાવે છે[62]

तह - [ तथा ] - અને

पास तह वद्धमाण च એ પદમા तह શબ્દનો પ્રયોગ કરાયો છે આ 'तह નો અર્થ 'तथा' કરવામા આવેલ છે

एव [ एव ]-એ પ્રકારે

આ હા ટી, 'एव' પદનો અર્થ 'અનન્તરોક્ત પ્રકાર વડે' એમ કરે છે[63] લ વિ યો શા સ્વો વિ તથા ધ સ एव પદનો અર્થ 'અનન્તરોદિત વિધિ વડે' એમ કરે છે[64] ચે વ મ ભા एव નો અર્થ 'કહેલી વિધિ વડે' એમ જણાવે છે[65] દે ભા તથા વ વૃ एव નો અર્થ પૂર્વોક્તપ્રકારે' એમ કરે છે[66]

આ પ્રમાણે કેટલાક ગ્રન્થકારો 'કહેલી વિધિ મુજબ' એવો અર્થ કરે છે અને બાકીના કેટલાક કહેલા પ્રકાર મુજબ' એવો અર્થ કરે છે

---

૬૦ पुष्पकलिका मनोहरत्वात् पुष्पदन्त इति । द्वितीय नाम । —યો શા સ્વો વિ પ ૨૨૫ આ —ધ સ પૃ ૧૫૬

૬૧ सुविही नाम विसेसण वीय । —ચે વ મ ભા ગ ૫૬૧ પૃ ૧૦૩
અને एव नाम सुविहिं च विसेसण इति —ચે વ મ ભા ગા ૫૬૩ પૃ ૧૦૪

૬૨ सुविधिश्च कथभूत पुष्पदन्त पुष्पदन्ता यस्यासौ पुष्पदन्तस्त —અ દિ પત્ર ૨૬૭ અ

૬૩ एवम् अनन्तरोक्तेन प्रकारेण —આ હા ટી પ ૫૦૭ અ

૬૪ एवम् अनन्तरोदितेन विधिना —લ વિ પૃ ૪૫ —યો શા સ્વો વિ પ ૨૨૭ અ —ધ સ પૃ ૧૭૫

૬૫ एव ति भणिय विहिणा । —ચે વ મ ભા ગ ૬૨૧ પૃ ૧૧૧

૬૬ एव पूर्वोक्त प्रकारेण —દે ભ પૃ ૩૨૫ —વ વૃ પૃ ૪૨



कुंथुं अरं च मल्लिं, वंदे मुणिसुव्वयं नमिजिणं च
वंदामि रिट्ठनेमिं, पासं तह वद्धमाणं च ॥ ४ ॥

**अभिथुआ-[ अभिष्टुताः ]-સ્તવાયેલા.**

આ. હા. ટી., લ. વિ., યો. શા. સ્વો. વિ. તથા ધ. સં. 'अभिथुआ' પદનો અર્થ 'અભિમુખપણા વડે સ્તવાયેલા એટલે કે પોતાના નામથી કીર્તન કરાયેલા' એ પ્રમાણે કરે છે.[૬૭]

ચે. વં. મ. ભા. 'अभिथुआ'નો અર્થ 'અભિમુખ ભાવથી સ્તવાયેલા એટલે કે અપ્રમત્ત બનીને સ્તવાયેલા' એવો કરે છે.[૬૮]

દે. ભા. 'अभिथुआ' પદનો અર્થ 'આદરપૂર્વક સ્તવાયેલા' એવો કરે છે.[૬૯] વં. વૃ. 'નામઆદિથી કીર્તન કરાયેલા' એમ જણાવે છે.[૭૦]

આ પ્રમાણે 'अभिथुआ' **પદ—પોતાના નામથી કીર્તન કરાયેલા યાતો અપ્રમત્ત બનીને આદરપૂર્વક સ્તવાયેલા—એ અર્થમાં સિદ્ધ થાય છે.**

**विहुयरयमला-[ विधूतरजोमलाः ]-દૂર કર્યા છે રજ અને મલ જેમણે.**

'विधूतरजोमलाः' પદની વ્યુત્પત્તિ નીચે પ્રમાણે થાય છે :—

रजश्च मलश्च रजोमलौ, विधूतौ रजोमलौ यैस्ते विधूतरजोमलाः ।

રજ અને મલની વ્યાખ્યા આ. હા. ટી., લ. વિ., યો. શા. સ્વો. વિ., દે. ભા., વં. વૃ. તથા ધ. સં.માં નીચે પ્રમાણે પ્રાપ્ત થાય છે :—

બંધાતું કર્મ તે રજ અને પૂર્વે બંધાયેલ કર્મ તે મલ. અથવા તો બંધાયેલ કર્મ તે રજ અને નિકાચિત કરેલ કર્મ તે મલ. અથવા તો ઈર્યાપથિક કર્મ તે રજ અને સામ્પરાયિક કર્મ તે મલ.[૭૧]

ચે. વં. મ. ભા. રજ અને મલની પૂર્વોક્ત ગ્રન્થકર્તા જે રીતે ત્રણ વ્યાખ્યાઓ આપે છે તે રીતે ત્રણ વ્યાખ્યાઓ ન આપતાં માત્ર એક જ વ્યાખ્યા આપે છે કે બંધાતું કર્મ તે રજ છે અને બંધાયેલું કર્મ તે મલ છે.[૭૨]

આ રીતે 'विहुयरयमला' **પદ-જેમણે સર્વ પ્રકારના કર્મોને ( વિશિષ્ટ પરાક્રમ પૂર્વક ) દૂર કરી નાખ્યાં છે તેવા-એ અર્થમાં સિદ્ધ થાય છે.**

---

૬૭. आभिमुख्येन स्तुता अभिष्टुता इति स्वनामभिः कीर्तिता इत्यर्थः । — આ. હા. ટી., પ. ૫૦૭ અ.
— લ. વિ., પૃ. ૪૫

૬૮. अभिमुहभावेण थुया अभिथुया नो पमत्तेण । — ચે. વ. મ. ભા., ગા ૬૨૧. પૃ. ૧૧૧

૬૯. अभिष्टुता आभिमुख्यतः स्तुताः सादरम् इति भावः । — દે. ભા., પૃ. ૩૨૫

૭૦. अभिष्टुता नामादिभिः कीर्तिता इत्यर्थः । — વં. વૃ., પૃ. ૪૨

૭૧. तत्र बध्यमानं कर्म रजो भण्यते पूर्वबद्धं तु मल इति, अथवा बद्धं रजः निकाचितं मलः, अथवा ईर्यापथं रजः साम्परायिकं मलः इति । — આ. હા. ટી., પ. ૫૦૭ અ.

૭૨. कम्मं रयत्ति वुच्चइ, वज्झत बद्धयं मलं होइ । — ચે. વ. મ. ભા., ગા. ૬૨૨, પૃ. ૧૧૨

पहीणजरमरणा – [प्रक्षीणजरामरणा] પ્રકૃષ્ટ રીતે (સંપૂર્ણ રીતે) નષ્ટ થયા છે વૃદ્ધાવસ્થા અને મૃત્યુ જેમના એવા

'प्रहीणजरामरणा' પદની વ્યુત્પત્તિ નીચે પ્રમાણે થાય છે —

जरा च मरणं च जरामरणे, प्रहीणे जरामरणे यषां ते प्रहीणजरामरणा ।

આ હા ટી વગેરે લગભગ બધા ગ્રન્થો पहीणजरमरणा' પદની છાયા 'प्रक्षीणजरामरणा' કરે છે[73] ઉપરાન્ત 'विहुयरयमला' અને 'पहीणजरमरणा' એ બે પદો વચ્ચે કાર્યકારણ સંબંધ યોજે છે એટલે કે શ્રી તીર્થંકર ભગવતો 'વિધૂતરજોમલ' છે માટે 'પ્રક્ષીણજરામરણ' છે એમ જણાવે છે[74]

આ પ્રમાણે पहीणजरमरणा' પદ—**જેમની વૃદ્ધાવસ્થા અને મરણ સંપૂર્ણ રીતે નષ્ટ થયેલા છે તેવા—એ અર્થમાં સિદ્ધ થાય છે.**

चउवीसंपि [चतुर्विंशतिरपि] – ચોવીસ અને બીજા

અહીં વપરાયેલ अपि શબ્દનો ભાવાર્થ 'અને બીજા' એ પ્રમાણે થાય છે પ્રથમ પદ્યમાં 'चउवीसंपि' પદ દ્વિતીયાના બહુવચન અર્થમાં વપરાયેલ છે, જ્યારે અહીં 'चउवीसंपि' પદ પ્રથમાના બહુવચન અર્થમાં વપરાયેલ છે એટલે 'ચોવીસ અને બીજા' એ પ્રમાણે અર્થ સમજવો

जिणवरा [जिनवरा]-જિનવરો

જિનોમાં વર એટલે શ્રેષ્ઠ તે 'જિનવર'

'જિન' કોને કહેવાય? તે અંગે આ હા ટીમાં જણાવાયું છે કે શ્રી જિનપ્રવચનમાં સામાન્ય રીતે વિશિષ્ટ શ્રુતધરો આદિ પણ 'જિન' જ કહેવાય છે અને તે આ રીતે — શ્રુતજિનો, અવધિજિનો, મન પર્યાયજ્ઞાનજિનો તથા છદ્મસ્થ વીતરાગ ભગવતો[75]

આ હા ટી તથા લ વિ માં जिणवरा' પદની વ્યાખ્યા 'શ્રુતાદિ જિનોથી પ્રધાન એટલે સામાન્ય કેવલિ' અર્થાત્ 'કેવલજ્ઞાનીઓ' એ પ્રમાણે કરવામાં આવી છે[76] અન્ય ગ્રન્થકારો પણ 'जिणवरा' પદની ઉપરોક્ત વ્યાખ્યા જ કરે છે, પરન્તુ 'પ્રધાન'ને સ્થાને

૭૩ प्रभाणे जरामरण येषां त । — આ હા ટી પ ૫૦૭ અ

૭૪ यतश्चैवंभूता अतएव प्रक्षीणजरामरणा कारणाभावात् । — આ હા ટી પ ૫૦૭ અ

૭૫ इह प्रवचन सामान्यतो विशिष्टश्रुतधरादयोऽपि जिना एवोच्यन्ते । तद्यथा श्रुतजिना अवधिजिना मन पर्याय ज्ञानजिना छद्मस्थवीतरागाश्च । — આ હા ટી પ ૫૦૧ અ

૭૬ जिनवरा श्रुतादिजिन प्रधाना त च सामान्य केवलिनोऽपि भवन्ति । — આ હા ટી પ ૫૦૭ અ

'પ્રકૃષ્ટ' શબ્દ વાપરે છે.[૭૭] આ રીતે સર્વ ગ્રન્થકારોને 'जिणवरा' પદથી કેવલજ્ઞાનીઓ અભિપ્રેત છે.

આ રીતે 'जिणवरा' પદ–શ્રુતાદિ જિનોથી પ્રધાન એવા કેવલજ્ઞાનીઓ–એ અર્થમાં સિદ્ધ થાય છે.

तित्थयरा–[ तीर्थंकराः ] તીર્થંકરો.

'तित्थयरा' પદની વ્યાખ્યા પ્રથમ પદ્યના 'धम्मतित्थयरे' પદની વ્યાખ્યામાં આવી ગયેલ છે.

'जिणवरा' પદથી સર્વ કેવલજ્ઞાનીઓ આવી જાય છે, પણ અહીં તો શ્રીતીર્થંકર ભગવંતોને જ ગ્રહણ કરવા છે માટે 'जिणवरा' પદ પછી 'तित्थयरा' પદ મૂકેલ છે.

पसीयंतु–[ प्रसीदन्तु ]–પ્રસાદવાળા થાવ.

'पसीयंतु' પદનો અર્થ આ. હા. ટી., લ. વિ., યો. શા. સ્વો. વિ.[૭૮] આદિ સર્વ ગ્રન્થકારો 'પ્રસાદ કરવામાં તત્પર થાવ.' એમ કરે છે. માત્ર ચે. વં. મ. ભા. એ પદનો અર્થ 'સદા તોષવાળા થાવ' એમ કરે છે.[૭૯]

અહીં એક પ્રશ્ન ઉઠે છે કે, જેમના રાગદ્વેષ આદિ સર્વ દોષો ક્ષીણ થઈ ગયા છે તે શ્રી વીતરાગ ભગવંતો પ્રસાદ કેવી રીતે કરી શકે? પરન્તુ તેના સમાધાનો જૂદા જૂદા ગ્રન્થકારો જૂદી જૂદી દલીલો દ્વારા આપણને સચોટ રીતે સમજાવે છે. આ. હા. ટી.[૮૦] આ

---

૭૭. जिनवराः श्रुतादिजिनेभ्यः प्रकृष्टाः । — યો. શા. સ્વો વિ., પ. ૨૨૭ અ.

૭૮. 'प्रसीदन्तु' प्रसादपरा भवन्तु । — આ. હા. ટી , પ. ૫૦૭ અ.

૭૯. ........ पसीयंतुत्ति, तोसवंतो सया होंतु ॥ ६२५ ॥ — ચે. વં મ. ભા., ગા. ૬૨૫, પૃ. ૧૧૨

૮૦. ............................................

........................ पूज्याः क्लेशक्षयादेव ॥ १ ॥

यो वा स्तुतः प्रसीदति, रोषमवश्य स याति निन्दायाम् ।
सर्वत्रासमचित्तश्च, सर्वहितदः कथं स भवेत् ॥ २ ॥

तीर्थकरास्त्विह यस्मा-द्रागद्वेषक्षयात्त्रिलोकविदः ।
स्वात्मपरतुल्यचित्ता,श्चातः सद्भिः सदा पूज्याः ॥ ३ ॥

शीतार्दितेषु च यथा, द्वेषं वह्नि र्न याति रागं वा ।
नाह्वयति वा तथापि च, तमाश्रिताः स्वेष्टमश्रुवते ॥ ४ ॥

तद्वत्तीर्थकरान् ये, त्रिभुवनभावप्रभावकान् भक्त्या ।
समुपाश्रिता जनास्ते, भवशीतमपास्य यान्ति शिवम् ॥ ५ ॥

एतदुक्तं भवति—यद्यपि ते रागादिरहितत्वान्नप्रसीदन्ति तथापि तानुद्दिश्याचिन्त्यचिन्तामणिकल्पानन्तःकरणशुद्धयाऽभिष्टवकर्तॄणां तत्पूर्विकैवाभिलषितफलावाप्तिर्भवति । આ. હા. ટી., પૃ. ૫૦૭ અ.

વિષયમા જણાવે છે કે, તે ભગવતો કલેશોનો ક્ષય થવાથી જ પૂજ્ય છે જે સ્તુતિ કરવાથી પ્રસન્ન થાય તે નિન્દા થાય ત્યારે અવશ્ય રોષ કરે, અને આ રીતે સર્વત્ર જેનું ચિત્ત સમાન નથી તે સર્વનું હિત કરનાર કેવી રીતે બને ? શ્રી તીર્થંકર ભગવતો રાગ અને દ્વેષનો ક્ષય થવાથી ત્રણે લોકને જાણનારા છે, પોતાના આત્મામા અને પારકામા તુલ્ય ચિત્તવાળા છે અને તેથી સજ્જનો દ્વારા સદા પૂજા કરવા યોગ્ય છે જે રીતે ઠંડીથી પીડાતા પ્રાણીઓ ઉપર અગ્નિ રાગ કે દ્વેષ કઈ કરતો નથી, તેમ તેમને બોલાવતો પણ નથી તો પણ જે તેનો આશ્રય અંગીકાર કરે છે તે પોતાના ઈષ્ટને મેળવે છે તેવી રીતે ત્રણે ભુવનના ભાવોને પ્રકાશિત કરનારા શ્રી તીર્થંકર ભગવતોનો જે લોકો ભક્તિથી સારી રીતે આશ્રય સ્વીકારે છે, તેઓ સસાર રૂપી ઠંડીને દૂર કરીને મોક્ષને પ્રાપ્ત કરે છે

સારાશ કે—જો કે તેઓ રાગાદિ રહિત હોવાથી પ્રસન્ન થતા નથી, તો પણ અચિન્ત્ય ચિન્તામણિ સમાન તેમને ઉદ્દેશીને અન્તઃકરણની શુદ્ધિ અને ભક્તિપૂર્વક કરેલી સ્તુતિના પ્રભાવે સ્તુતિકારોને જે અભિલષિત ફળની પ્રાપ્તિ થાય છે, તેમા પ્રધાન નિમિત્ત તો તેઓ જ છે

'पसीयतु' પદનું વિવેચન કરતા લ વિ જણાવે છે કે—આ 'पसीयतु' પદ પ્રાર્થના છે કે નહીં ? જો પ્રાર્થના હોય તો આ ઠીક નથી, આશસા સ્વરૂપ હોવાથી હવે જો એમ કહો કે આ પ્રાર્થના નથી તો આનો ઉપન્યાસ નિષ્પ્રયોજન છે કે સપ્રયોજન ? જો નિષ્પ્રયોજન કહેવામા આવે તો વન્દનસૂત્ર (લોગસ્સ-સૂત્ર) અચારુ ઠરે, કારણ કે તેમા નિરર્થક પદનો ઉપન્યાસ થયેલો ગણાય અને જો સપ્રયોજન કહેવામા આવે તો અયથાર્થ હોવાથી પ્રયોજનની સિદ્ધિ કેમ થાય ?

આનુ સમાધાન કરતા શ્રી ગ્રન્થકાર મહર્ષિ કહે છે કે—આ પ્રાર્થના નથી, કારણ કે અહીં પ્રાર્થનાનું લક્ષણ ઘટતું નથી પ્રસાદની પ્રાર્થના તો પ્રાર્થનીય પુરુષમા અપ્રસાદની સૂચક છે, કારણ કે સસારમા એવુ જોવાય છે કે જે અપ્રસન્ન હોય તેના પ્રતિ પ્રસન્નતાની પ્રાર્થના કરવામા આવે જે અપ્રસન્ન જ ન હોય તેની પ્રસન્નતા માટે પ્રાર્થના કેવી ? અથવા 'ભવિષ્યમા અપ્રસન્ન ન થાય તે માટે પ્રાર્થના કરવામા આવે છે' એમ કહેવામા આવે તો પણ તેમા પૂર્વોક્ત કારણથી જ બાધ આવે અને આમ બન્ને રીતે તેમા અવીતરાગતા જ સાબિત થાય

અને તેમ થવાથી સ્તુતિધર્મનો વ્યતિક્રમ થાય વગર વિચાર્યે બોલવાથી ભગવાનમા અવીતરાગતાના દોષનું આક્રમણ અર્થાપત્તિ-ન્યાયથી સુલભ બને (અર્થાપત્તિનો અર્થ છે કે જાડો દેવદત્ત દિવસે નથી ખાતો અર્થાત્ રાત્રે ખાય છે એ પ્રમાણે ભગવાન પ્રાર્થનાથી પ્રસન્ન થાય છે એનો અર્થ એ થયો કે તેઓ ક્યારેક અપ્રસન્ન પણ થાય છે ) સજ્જનોની એવા પ્રકારની વચન પદ્ધતિ નથી હોતી કે જેથી મૂળ તત્ત્વમા જ બાધ આવે, કારણ કે શ્રી જિન-માર્ગ વચનની કુશળતા યુક્ત પુરુષોથી જ સમજાય તેવો છે

'पसीयंतु' આ વચનનો ઉપન્યાસ નિષ્પ્રયોજન છે કે સપ્રયોજન? તેનો જો વિચાર કરીએ તો તે ઉપન્યાસ યુક્તિ-યુક્ત જ છે, ભગવાનની સ્તુતિ સ્વરૂપ હોવાથી. કહ્યું છે: કે–આ ભગવંતોના રાગાદિ ક્લેશો ક્ષીણ થઈ ગયેલા છે તેથી તેઓ પ્રસન્ન થતા નથી અને તેમની કરાયેલી સ્તુતિ પણ નકામી થતી નથી; કારણ કે, તેઓની સ્તુતિ કરવાથી ભાવોની વિશુદ્ધિ થાય છે અને પરિણામે કર્મોનો નાશ થાય છે.[૮૧]

ચે. વં. મ. ભા. જણાવે છે કે—જે સ્તુતિ કરવાથી તુષ્ટ–પ્રસન્ન થાય તે નિંદા કરવાથી અવશ્ય રૂષ્ટ બને. તેઓ વીતરાગ શબ્દને કેવી રીતે ધારણ કરી શકે? અને તેઓની સ્તુતિ પણ કેમ કરાય? હવે જો વીતરાગ ભગવંતો પ્રસન્ન નથી થતા તો 'पसीयंतु' એવું બોલવાનું શું પ્રયોજન? આ રીતનો પ્રશ્ન ઉઠાવી ત્યાં સમાધાન કરતાં કહ્યું છે કે—સાચી વાત છે કે રાગ-દ્વેષ વિનાના તે ભગવંતો તુષ્ટ થતા નથી, તો પણ ભક્તિપૂર્વકના આ વચન વડે કર્મોનો ક્ષયોપશમ થવાથી ભવ્ય આત્માઓનું સુંદર કલ્યાણ થાય છે.[૮૨]

યો. શા. સ્વો. વિ. તથા ધ. સં. જણાવે છે કે—

જો કે તે ભગવંતો વીતરાગ હોવાથી સ્તુતિ કરવામાં આવે તો તોષને ધારણ કરતા નથી અને નિન્દા કરવામાં આવે તો દ્વેષવાળા બનતા નથી. તો પણ જેમ ચિન્તામણિ, મન્ત્ર આદિના આરાધક તેનું ફળ મેળવે છે તેમ જે એમની સ્તુતિ કરે છે તે સ્તુતિનું ફળ અને નિંદક નિંદાનું ફળ મેળવે જ છે.

---

૮૧. आह-किमेषा प्रार्थना अथ नेति, यदि प्रार्थना न सुन्दरैषा आशंसारूपत्वात्। अथ न, उपन्यासोऽस्या अप्रयोजन इतरो वा। अप्रयोजनश्चेदचारु वन्दनसूत्रं निरर्थकोपन्यासयुक्तत्वात्, अथ सप्रयोजनः, कथमयथार्थतया तत्सिद्धिरिति, अत्रोच्यते, न प्रार्थनैषा तल्लक्षणानुपपत्तेः तदप्रसादाक्षेपिकैषा, तथा लोक प्रसिद्धत्वात्, अप्रसन्नं प्रति प्रसाददर्शनात्, अन्यथा तदयोगात् भाव्यप्रसादविनिवृत्त्यर्थं च, उक्तादेव हेतोरिति, उभयथाऽपि तदवीतरागता, अत एव स्तवधर्मव्यतिक्रमः, अर्थापत्त्याऽऽक्रोशात्, अनिरूपिताभिधानद्वारेण, न खल्वयं वचनविधिरार्याणां तत्तत्त्वबाधनात् वचनकौशलोपेतगम्योऽयं मार्गः, अप्रयोजन-सप्रयोजनचिन्तायां तु न्याय्य उपन्यासः, भगवत्स्तवरूपत्वात्। उक्तंच–

क्षीणक्लेशा एते, न हि प्रसीदन्ति न स्तवोऽपि वृथा।
तत्स्वभाव (स्तवभाव) विशुद्धेः, प्रयोजनं कर्मविगम इति ॥ १ ॥

—લ. વિ., પૃ. ૪૫-૪૬

૮૨. तूसंति संथुया जे, नियमा रूसंते निंदिया ते उ।
कह वीयरागसद्दं, वहंति? ते कह व थोयव्वा? ॥ ६२६ ॥
अह ते न पसीयंति हु, कज्जं भणिएण ता किमेएण।
सच्चं ते भगवंतो विरागदोसा न तूसंति ॥ ६२७ ॥
भत्तिभणिएण इमिणा, कम्मक्खउवसमभावओ तहवि।
भवियाण सुकल्लाणं, कसायफलभूयमल्लियइ ॥ ६२८ ॥ —ચે. વં. મ. ભા., ગા. ૬૨૬-૨૭-૨૮, પૃ. ૧૧૩.

આ જ વાત શ્રી ગ્રંથકાર મહર્ષિએ વીતરાગ સ્તોત્રમા જણાવી છે કે-' જે અપ્રસન્ન હોય તેનાથી ફળ કેમ પ્રાપ્ત થાય? આ પ્રશ્ન સગત નથી, કારણ કે શુ અચેતન એવા પણ ચિન્તામણિ વગેરે ફળ નથી આપતા? આમ કહી ફરી પ્રશ્ન ઉઠાવ્યો છે કે-'જો તે ભગવતો પ્રસન્ન નથી થતા તો શા માટે ' પ્રસન્ન થાવ ' એવો વ્યર્થ પ્રલાપ કરો ?' તેનુ સમાધાન આપતા જણાવ્યુ છે કે- (વસ્તુત ) એમ નથી ભક્તિના અતિરેકથી એમ બોલવામા પણ દોષ નથી અર્થાત્ એમ બોલવાથી અતિશય ભક્તિ પ્રકટ કરાય છે[૮૩]

હે ભા તથા વ વૃ જણાવે છે કે-જો કે શ્રી તીર્થંકર ભગવતો વીતરાગ આદિપણાથી પ્રસન્ન થતા નથી, તો પણ અચિન્ત્યપ્રભાવશાળી ચિન્તામણિ રત્ન આદિની માફક મનની શુદ્ધિપૂર્વક તેમની આરાધના કરનાર ઇચ્છિત ફળને મેળવે છે[૮૪]

તાત્પર્ય એ છે કે—શ્રી તીર્થંકર ભગવતો રાગ દ્વેષથી રહિત હોવાથી તેમની સ્તુતિ કરનાર કે નિંદા કરનાર ઉપર રાજા વગેરેની જેમ પ્રસન્ન કે અપ્રસન્ન થતા નથી તો પણ જેમ ચિંતામણિ રત્નથી ફળની પ્રાપ્તિ થાય છે તેમા વસ્તુસ્વભાવ કારણ છે, તેમ શ્રી તીર્થંકર ભગવતની સ્તુતિ આદિ દ્વારા જે ઇષ્ટ ફળની પ્રાપ્તિ આરાધકને થાય છે, તેમા તે ભગવતનું સ્વાભાવિક સામર્થ્ય કારણ છે વળી સ્તુતિ આદિમા પ્રધાન આલબન શ્રી તીર્થંકર ભગવત હોવાથી આરાધકને થતી ઇષ્ટપ્રાપ્તિ સ્તોતવ્યનિમિત્તક કહેવાય છે એટલે કે શ્રી તીર્થંકર ભગવતને ઉદ્દેશીને અત કરણના ભાવપૂર્વક કરાએલી સ્તુતિ આદિથી આરાધકને જે અભિલષિત ફળની પ્રાપ્તિ થાય છે, તેમા પ્રધાન નિમિત્ત શ્રી તીર્થંકર ભગવત છે, એથી એ ફળપ્રાપ્તિને એમની જ પ્રસન્નતા તરીકે ઓળખાવવામા આવે છે તદુપરાત આરાધકને પ્રાપ્ત થતા ઇષ્ટ ફળના કર્તા અને સ્વામી પણ નૈગમ દિ નયો શ્રી તીર્થંકર ભગવતને જ માને છે

આ પ્રમાણે 'पसीयंतु' પદ—( વાસ્તવિક રીતે જોતા શ્રી તીર્થંકર ભગવતો પ્રસન્ન બનતા ન હોવા છતાય, તેમની સ્તુતિ આદિ દ્વારા પ્રાપ્ત થતી

૮૩ न नु वीतरागत्वादयमि स्तुता नाम निन्दिताश्च दवे न यान्ति तथापि स्तोता स्तुतिफलं निन्दकश्च निन्दाफलं माप्नोत्येव यथा चिन्तामणिमाराधयन् इत्येतदाह वीतरागस्तवे ।

अप्रसन्नात् कथ प्राप्य फल मत मसङ्गतम् ।

चिन्तामण्यादय किं न फलन्त्यपि विचेतना ? ॥ १ ॥

इत्युक्तम अथ यदि न प्रसीदन्ति तर्हि प्रसीदन्त्विति वृथा प्रलाप ? नैवं भक्त्यतिशय प्रकटनाभिप्राय इति न दोष ।
—[illegible] २२१ अ
—[illegible] ११९ अ

૮૪ यद्यपि वीतरागादित्वेन प्रसीदन्ति तथापि तानचिन्त्यप्रभावशाली चिन्तामण्यादि व मन शुद्ध्या आराधयन्नभीष्टफलं प्राप्नोति ।
—हे [illegible] ३२५
—[illegible] ४३

**અભીષ્ટ ફળપ્રાપ્તિને તેમની જ પ્રસન્નતા માની) 'પ્રસન્ન થાવ'–એ અર્થમાં સિદ્ધ થાય છે.**

**कित्तिय वंदिय महिआ–[ कीर्तित वन्दित महिताः ]**–કીર્તન કરાયેલા, વન્દન કરાયેલા અને પૂજા કરાયેલા.

આ. હા. ટી. આ પદની વ્યાખ્યા કરતાં જણાવે છે કે—'कीर्तित' એટલે 'પોતાના નામોથી કહેવાયેલા,' 'वन्दित' એટલે ત્રિવિધ યોગ વડે (મન, વચન, કાયાના યોગ વડે) સારી રીતે સ્તુતિ કરાયેલા અને 'महिआ'નું સંસ્કૃતમાં 'मया' કરી, તેનો અર્થ 'મારા વડે' અથવા તો, 'महिया' એ પાઠાંતર છે એટલે તેનું સંસ્કૃતમાં 'महिताः' કરી તેનો અર્થ 'પુષ્પ આદિથી પુજાયેલા.'[૮૫]

લ. વિ. 'कीर्तित' અને 'वन्दित'ની વ્યાખ્યા આ. હા. ટી. પ્રમાણે જ કરે છે, પરન્તુ 'महिआ' પાઠને સ્થાને 'महिया' પાઠને માન્ય કરી, તેનો અર્થ 'પુષ્પઆદિથી પુજાયેલા' એ પ્રમાણે કરે છે.[૮૬]

ચે. વં. મ. ભા. જણાવે છે કે 'कीर्तित' એટલે 'નામોથી ઉચ્ચાર કરાયેલા,' 'वंदित' એટલે 'મસ્તક નમાવવા વડે વંદાયેલા' અને 'महित' એટલે 'પુષ્પ આદિથી પુજાયેલા અથવા તો 'મારા વડે.'[૮૭]

યો. શા. સ્વો. વિ. તથા ધ. સં. 'कीर्तित' અને 'वन्दित' નો અર્થ, આ. હા. ટી. કરે છે તે પ્રમાણે જ કરે છે, પરન્તુ 'महिया'ના અર્થમાં તે જુદા પડે છે. આ. હા. ટી. 'महिया'ને સ્થાને 'महिआ' પાઠને માન્ય રાખી તેનો અર્થ 'મારા વડે' એમ કરીને 'મહિત–પૂજિત' અર્થને ગૌણ બનાવે છે, જ્યારે યો. શા. સ્વો. વિ. તથા ધ. સં. 'महिआ' પાઠને માન્ય કરવા છતાં પણ 'महित' એટલે 'પુષ્પાદિથી પૂજિત' એ અર્થને મુખ્ય માની 'મારા વડે' એ અર્થને ગૌણ ગણે છે.[૮૮]

---

૮૫. कीर्तिताः – स्वनामभिः प्रोक्ताः, वन्दिताः – त्रिविधयोगेन सम्यक् स्तुताः, मयेत्यात्मनिर्देशो, महिता इति वा पाठान्तरमिदं च, महिताः पुष्पादिभिः पूजिताः । — આ. હા. ટી., પ. ૫૦૭ આ.

૮૬. महिताः पुष्पादिभिः पूजिताः । — લ. વિ., પૃ. ૪૬

૮૭. नामेहि समुच्चरिया, कित्तिया वंदिया सिरोनमणा ।
पुप्फाइएहि महिया, मयत्ति वा वायणा सुगमा ॥ ६२९ ॥
— ચે. વં. મ. ભા., ગા. ૬૨૯, પૃ. ૧૧૩

૮૮. महिताः पुष्पादिभिः पूजिताः । मइआ इति पाठान्तरम्, तत्र मयका मया ।
— યો. શા. સ્વો. વિ., પ. ૨૨૭ આ

દે. ભા. 'કીર્તિત' પદનો અર્થ આ. હા ટી. પ્રમાણે જ કરે છે, પરન્તુ 'વન્દિત'ને અર્થ, વાણી અને મન વડે સ્તવાયેલા અને 'મહિત'નો અર્થ પુષ્પ આદિથી પુજાયેલા કરીને જણાવે છે કે 'મહ્યા' એવો પણ પાઠ છે, ત્યાં 'મારા વડે' એવો અર્થ કરવો.[89] 'મયા' એવો પાઠ માત્ર દે. ભા. જ ટાંકે છે, જે નોંધપાત્ર છે.

વં. વૃ. પણ 'કીર્તિત'નો અર્થ આ. હા. ટી. પ્રમાણે જ કરે છે, પણ 'વન્દિત'નો અર્થ 'કાયા, વાણી અને મન વડે સ્તવાયેલા' કરે છે અને 'મહિયા' પાઠને માન્ય કરી 'મહિત' એટલે 'પુષ્પ આદિથી પુજાએલા' કરીને કોઈ જ પાઠાંતરનો ઉલ્લેખ કરતા નથી[90]

આ. દિ. 'કીર્તિત' એટલે સ્તવાયેલા, 'વન્દિત' એટલે નમસ્કાર કરાયેલા અને 'મહિત' એટલે પુજાયેલા એ પ્રમાણે જણાવે છે.[91]

આ પ્રમાણે 'कित्तिय वन्दिय महिआ' એ પદ-પોતપોતાના નામથી સ્તવાયેલા મન, વચન, કાયા વડે નમસ્કાર કરાયેલા અને પુષ્પો આદિથી પુજાયેલા અર્થમાં સિદ્ધ થાય છે.

---

૮૯. वन्दिता वाङ्मनोभि स्तुता महिता पुष्पादिभि पूजिता, मह्य त्ति वा पाठ, अत्र मयका-मया।
— દે. ભા., પૃ ૩૨૫.

૯૦. वन्दिता कायवाङ्मनोभि स्तुता, महिता पुष्पादिभि पूजिता। — વં. વૃ., પૃ ૪૨.

૯૧ कीर्तिता स्तुता वन्दिता नमस्कृता महिता पूजिता। — આ. દિ., પૃ. ૨૬૮ અ

---

પાઠ નોંધ—

'कित्तिय वंदिय महिआ'મા આવતા 'महिआ' પદ અંગે ચાર પાઠો પ્રાપ્ત થાય છે (૧) महिआ (૨) महिया (૩) मइआ (૪) मइया. તે પૈકી પ્રથમ પાઠ 'महिआ' આ. હા. ટી. યો. શા. સ્વો વિ, ધ. સ, તથા આ. દિ.મા મળે છે. બીજો પાઠ 'महिया' લ. વિ, ચે વં. મ ભા., વં. વૃ તથા દે. ભા. મા મળે છે ત્રીજો અને ચોથો પાઠ 'मइआ' અને 'मइया' પાઠાંતર તરીકે નોંધવામા આવેલ છે

પાઠાંતરો પણ નીચે મુજબ પ્રાપ્ત થાય છે.

આ. હા ટી મા 'मइया' પાઠાંતર છે.

યો શા. સ્વો. વિ.મા 'मइआ' પાઠાંતર છે

દે ભા મા 'मइया' પાઠાંતર છે

અન્ય ગ્રંથકારો પાઠાંતર ટાંકતા નથી. એટલે આઠ ગ્રંથકારો પૈકી છએ માન્ય પાઠ તથા પાઠાંતરોનું કોષ્ઠક આ સાથે દર્શાવ્યા અનુસાર છે.

जे ए=जे एए-[ ये एते ]-જે આ.

'कित्तियवन्दियमहिआ' પદ મૂકયા પછી સ્હેજે શંકા થાય છે કે આ કોને અંગે કહેવાય છે? તેથી તેના સમાધાનમાં સૂત્રકારે 'जे ए' પદ મૂકીને જણાવ્યું છે કે, જે આ નીચે લખેલા વિશેષણોથી વિશિષ્ટ છે તે.

ચે વં. મ. ભા. 'जे ए' પદનો વિશિષ્ટ અર્થ કરે છે કે-'જે આ પ્રત્યક્ષ છે તે.'[૯૨]

આ પ્રમાણે 'जे ए' **પદ—જે આ નીચે દર્શાવેલા વિશેષણોથી વિશિષ્ટ છે તે—એ અર્થમાં સિદ્ધ થાય છે.**

लोगस्स-[ लोकस्य ]-લોકના.

આ. હા. ટી. તથા લ. વિ. અહીં વપરાયેલ 'लोक' શબ્દનો અર્થ 'પ્રાણીલોક' કરે છે.[૯૩] ચે. વં. મ. ભા. 'સુર અસુર આદિરૂપ લોક' એ પ્રમાણે કરે છે.[૯૪]

---

૯૨. जे पच्चक्खा एए लोगस्स सुरासुराइरूवस्स । —ચે. વં. મ. ભા., ગા. ૬૩૦, પૃ. ૧૧૩.

૯૩. लोकस्य प्राणिलोकस्य । —આ. હા. ટી., પ. ૫૦૭ આ.

૯૪. लोगस्स सुराऽसुराइरूवस्स । —ચે. વં. મ. ભા., ગા. ૬૩૦, પૃ. ૧૧૩.

| ગ્રન્થો | માન્યપાઠ | પાઠાન્તર | |
|---|---|---|---|
| આ. હા. ટી | महिआ | महिया | |
| લ. વિ. | महिया | પાઠાંતરનો ઉલ્લેખ નથી. | |
| ચે. વં. મ. ભા. | महिया | ,, | 'महिया'નો અર્થ 'મારા વડે' એમ પણ કરવામાં આવ્યો છે. |
| યો. શા. સ્વો. વિ. | महिआ | मइआ | |
| દે. ભા. | महिया | मइया | |
| વં. વૃ. | महिया | પાઠાંતરનો ઉલ્લેખ નથી. | |
| ધ. સં. | महिआ | मइआ | |
| આ. દિ. | महिआ | પાઠાંતરનો ઉલ્લેખ નથી. | |

યો શા સ્વો વિ, દે ભા, વ વૃ અને ધ સ 'लोक' શબ્દનો અર્થ 'પ્રાણી વર્ગ' (પ્રાણીસમૂહ) એ પ્રમાણે કરે છે[૯૫] આ હિ કશુ જ વિવેચન ન કરતા માત્ર 'લોક' શબ્દ જ વાપરે છે

આ રીતે 'लोगस्स' પદ—પ્રાણીસમૂહ, પ્રાણીલોક યા તો સુર અસુર આદિરૂપ લોક—એ અર્થમાં સિદ્ધ થાય છે.

उत्तमा - [ उत्तमा ] - ઉત્તમ

उत्तमा નો અર્થ આ નિ, 'ત્રણ પ્રકારના તમસ્‌થી ઉન્મુક્ત થયેલા' એમ કરી, ત્રણ પ્રકારના તમસ્ કયા? તેનું વિવેચન કરતા, મિથ્યાત્વ મોહનીય, જ્ઞાનાવરણીય અને ચારિત્ર મોહનીયને ગણાવે છે[૯૬] આ હા ટી તથા લ વિ 'उत्तमा નો એક અર્થ 'પ્રધાન' એ પ્રમાણે કરે છે અને શા માટે પ્રધાન? તેનુ કારણ જણાવતા 'મિથ્યાત્વ આદિ 'કર્મ' અને 'મલ' તે રૂપ કલંકનો અભાવ હોવાથી પ્રધાન—ઉત્તમ' એમ દર્શાવે છે અને બીજો અર્થ 'તમસ્‌થી ઉપર ચાલ્યા ગયેલા' એ પ્રમાણે કરી, સસ્કૃતમા 'उत्तमस' ઉપરથી પ્રાકૃતમા उत्तमा ને સિદ્ધ થયેલ માને છે[૯૭]

ચે વ મ ભા 'उत्तमा'નો અર્થ 'જેમનુ તમસ ઉચ્છિન્ન થયુ છે' એટલે કે નાશ પામ્યું છે તેઓ 'ઉત્તમ', એ પ્રમાણે જણાવે છે[૯૮]

યો શા સ્વો વિ તથા ધ સ उत्तमा નો અર્થ 'પ્રકૃષ્ટ' કરે છે[૯૯]

દે ભા 'उत्तमा નો અર્થ 'પ્રકૃષ્ટ' યા તો 'જેમનું તમસ્ નાશ પામ્યું છે એવા' એ પ્રમાણે કરે છે[૧૦૦]

વ વૃ તથા આ દિ આ અંગે કઈ જ વિવેચન ન કરતા માત્ર 'उत्तमा' એટલુ જ જણાવે છે

---

૯૫ लोकस्य प्राणिवर्गस्य ।  —યો શ સ્વો વિ પ. ૨૨૭ આ

૯૬ मिच्छत्तमोहणिज्जा नाणावरणा चरित्तमोहाओ ।
निविहतमा उम्मुक्का तम्हा ते उत्तमा हुंति ॥  —આ નિ ગા ૧૦૯૩

૯૭ मिथ्यात्वादिकर्ममलकलङ्काभावेन उत्तमाः प्रधानाः ऊर्ध्वं वा तमस इत्युत्तमसः उत्प्राबल्योर्ध्वगमनोच्छेदनेष्विति वचनात् प्राकृतशैल्या पुनरुत्तमा उच्यते ।  —આ હા ટી પ ૫૦૭ આ

૯૮ उच्छन्नतमसा उत्तमत्ति ।  —ચે વ મ ભા, ગા ૬૩૦, પૃ ૧૧૩

૯૯ उत्तमा प्रकृष्टा ।  —યો શા સ્વો વિ પ ૨૨૭ આ

૧૦૦ उत्तमा प्रकृष्टा उच्छिन्नतमसो वा ।  —દે ભ, પૃ ૩૨૫

આ રીતે 'उत्तमा' પદ—'પ્રધાન' યા તો 'પ્રકૃષ્ટ' અથવા 'ત્રિવિધ તમસથી ઉન્મુક્ત બનેલા.'—એ અર્થમાં સિદ્ધ થાય છે.

'जे ए लोगस्स उत्तमा' આ પદનો અર્થ ચે. વં. મ. ભા. 'जे ए'ની સાથે 'लोगस्स' પદનો સંબંધ જોડીને અને 'उत्तमा' પદને એકલું રાખીને કરે છે. (એટલે 'જે આ સુર અસુર આદિરૂપ લોકને પ્રત્યક્ષ છે અને ઉત્તમ છે તે.' એમ અર્થ કરે છે.) ત્યારે અન્ય સર્વ ગ્રન્થકારો 'जे ए' પદને અલગ રાખી 'लोगस्स' પદની સાથે 'उत्तमा' પદનો સંબંધ જોડીને અર્થ કરે છે. એટલે, 'જે આ (ભગવંતો) લોકમાં ઉત્તમ છે તે.' એમ અર્થ કરે છે.

सिद्धा–[ सिद्धाः ]–સિદ્ધ થયેલા.

આ. હા. ટી., લ. વિ., યો. શા. સ્વો. વિ. તથા ધ. સં. 'सिद्धा'નો અર્થ 'કૃતકૃત્ય' કરે છે.[101]

ચે. વં. મ. ભા. 'सिद्धा'નો અર્થ 'જેમણે શિવને પ્રાપ્ત કર્યું છે એવા' એ પ્રમાણે કરે છે.[102] અહીં 'શિવ' શબ્દથી મોક્ષ અથવા કલ્યાણ અર્થ થઈ શકે.

દે. ભા. તથા વં. વૃ. 'सिद्धा' પદનો અર્થ 'જેમના પ્રયોજનો સંપૂર્ણ થયા છે તે' એ પ્રમાણે કરે છે.[103]

આ. દિ. માં આ અંગે વિવેચન નથી.

આ રીતે 'सिद्धा' પદ–'કૃતકૃત્ય થયેલા' (યા તો 'શિવને પામેલા')–એ અર્થમાં સિદ્ધ થાય છે.

'आरुग्गबोहिलाभं–[ आरोग्यबोधिलाभम् ]–આરોગ્ય માટે બોધિલાભને.

આ પદનો અન્વય સર્વ ગ્રન્થકારો નીચે મુજબ કરે છે:—

'अरोगस्य भावः आरोग्य, आरोग्याय बोधिलाभः आरोग्यबोधिलाभः तम् आरोग्यबोधिलाभम्'।

અર્થ—અરોગપણું તે આરોગ્ય. આરોગ્ય માટે બોધિલાભ તે આરોગ્યબોધિલાભ. તેને.

આ. હા. ટી. 'आरुग्गबोहिलाभं' પદનો અર્થ 'આરોગ્ય' એટલે 'સિદ્ધપણું' તેને માટે

---

૧૦૧. सिद्धाः कृतकृत्या इत्यर्थः। — આ. હા. ટી., પ. ૫૦૭ આ.

૧૦૨. ................................
.................सिद्धा सिवं पत्ता ॥ ६३० ॥ — ચે. વં. મ. ભા., ગા. ૬૩૦, પૃ. ૧૧૩.

૧૦૩. सिद्धाः निष्ठितार्थाः। — દે. ભા., પૃ. ૩૨૫.

'બોધિલાભ ' 'પરલોકમા જિન ધર્મની પ્રાપ્તિ તે ' બોધિલાભ ' કહેવાય છે તેને ' એ પ્રમાણે જણાવે છે[૧૦૪]

લ વિ ' આરોગ્ય ' એટલે ' સિદ્ધપણુ ' તેને મા? ' બોધિલાભ ' એટલે ' જિન પ્રણીત ધર્મની પ્રાપ્તિ ' એમ જણાવે છે[૧૦૫]

ચૈ વ મ ભા જણાવે છે કે રોગનો અભાવ તે ' આરોગ્ય ' કહેવાય છે, તેનો સાધક જે ભવાતરગત બોધિલાભ એટલે કે ભવાતરમા જિનધર્મ રૂપ સપત્તિ[૧૦૬]

યો શા સ્વો વિ તથા ધ સ જણાવે છે કે ' આરોગ્ય ' એટલે ' સિદ્ધપણુ ' તેને માટે ' બોધિલાભ ' એટલે અર્હત્ પ્રણીત ધર્મની પ્રાપ્તિ તે ' આરોગ્ય બોધિલાભ ' તે નિદાન વગરનો હોય તો મોક્ષ માટે જ થાય છે[૧૦૭] હ ભા તથા વ વૃ, યો શા સ્વો વિ મા જણાવેલ વિગતનુ જ સમર્થન કરે છે માત્ર આ દિ જણાવે છે કે, આરોગ્યને તથા બોધિલાભને[૧૦૮]

**આ પ્રમાણે ( આ દિ. ના અપવાદ સિવાય અન્ય સર્વ ગ્રન્થોના મતે ) ' आरुग्गबोहिलाभ ' પદ-આરોગ્ય એટલે સિદ્ધત્વ અને તે માટે (ભવાતરમા) શ્રી જિનપ્રણીત ધર્મની પ્રાપ્તિને-એ અર્થમા સિદ્ધ થાય છે.**

અહીં ' આરોગ્ય ' શબ્દથી ' ભાવ આરોગ્ય ' જ ગ્રહણ કરવુ જોઈએ કારણ કે, ' આરોગ્ય ' શબ્દનો સબધ ' બોધિલાભ ' સાથે છે જો ' દ્રવ્ય આરોગ્ય ' એટલે કે શારીરિક સ્વાસ્થ્ય ગ્રાહ્ય હોત તો ' આરોગ્ય માટે શ્રી જિનપ્રણીત ધર્મની પ્રાપ્તિ ' એમ ન કહેતા ' આરોગ્ય ' પદને અલગ જ રખાયુ હોત પણ તેમ ન કરતા બન્ને પદનો સમાસ કરી એક પદ બનાવવાથી અને પાછળ શ્રી જિનપ્રણીત ધર્મપ્રાપ્તિ વાચક ' બોધિલાભ ' શબ્દ આવવાથી અહીં ' ભાવ આરોગ્ય ' જ સભવે છે

---

૧૦૪ आरोग्य सिद्धत्व तन्म बोधिलाभ प्रत्य जिनधर्मप्राप्ति बोधिलाभोऽभिधीयते तम् । — અ હા ટી પ ૫૦૭ અ

૧૦૫ आरोग्य सिद्धत्व तदर्थं बोधिलाभ आरोग्यबोधिलाभ जिनप्रणीतधर्मप्राप्ति बोधिलाभोऽभिधीयते तम् । — લ વિ પૃ ૪૬

૧૦૬ रोगाभाव आरोग्गमाहु तस्साहु (ह) गो अ जो पेचा । बोहीलाभो जिणधम्म सपया त मह दिंतु ॥ ६३१ ॥ — ચૈ વ મ ભ ગા ૬૩૧ ૬ ૧૧૩

૧૦૭ आरोग्य भाव आरोग्य सिद्धत्व तदर्थं बोधिलाभ अर्हत्प्रणीतधर्मप्राप्तिरारोग्यबोधिलाभ स ह्यनिदानो मोक्षायैव भवति तम् । — યો શા સ્વો વિ પ ૨૨૭ આ

૧૦૮ आरोग्य बोधिलाभ । — આ દિ પ ૨૬૮ અ

समाहिवरम् – [ समाधिवरम् ]–શ્રેષ્ઠ સમાધિને.

અહીં વપરાયેલ 'સમાધિ' શબ્દ પર વિવેચન કરતાં આ. હા. ટી. તથા લ. વિ. જણાવે છે કે:–'समाधानं – समाधिः' (અર્થ – સમાધાન તે સમાધિ.) તે દ્રવ્ય અને ભાવના ભેદથી બે પ્રકારે છે. 'દ્રવ્ય સમાધિ' તે છે કે જેના ઉપયોગથી સ્વસ્થપણું થાય યા તો જે વસ્તુઓને પરસ્પર વિરોધ ન હોય તે.

'ભાવ સમાધિ' તો જ્ઞાન આદિના સમાધાનને (એટલે કે તે જ્ઞાનાદિ ગુણોની આત્મામાં સારી રીતે સત્તા હોવી તેને) જ કહેવાય છે, કારણ કે તેની સત્તા હોય તો જ પરમ સ્વાસ્થ્યનો યોગ થાય છે.

આ રીતે 'સમાધિ' બે પ્રકારની છે તેથી 'દ્રવ્ય સમાધિ'નો વ્યવચ્છેદ કરવા માટે અહીં 'સમાધિ' શબ્દની આગળ 'વર' શબ્દ મૂકેલ છે. વર એટલે 'પ્રધાન' – એટલે કે 'પ્રધાન સમાધિ' અર્થાત્ 'ભાવસમાધિ.'[૧૦૯] આ 'समाहिवरं' પદનો પૂર્વોક્ત 'आरुग्गवोहिलाभं' પદ સાથે સંબંધ છે એટલે કે, 'આરોગ્ય માટે બોધિલાભને અને તે બોધિલાભ નિદાન વગરનો હોય તો મોક્ષ માટે જ થાય છે તેથી કરીને તેને માટે 'ભાવસમાધિને.' એ પ્રમાણે અર્થ કરવામાં આવે છે.

ચે. વં. મ. ભા. જણાવે છે કે—મનની નિવૃત્તિ તે 'સમાધિ' છે તેના દ્વારા શ્રેષ્ઠ એવો 'બોધિલાભ.' આ રીતે 'શ્રેષ્ઠ ભાવસમાધિ' એમ અર્થ ન કરતાં 'સમાધિ વડે શ્રેષ્ઠ એવો બોધિલાભ' એવો અર્થ તેઓ કરે છે અને આ પ્રમાણે કરી 'समाहिवरं' શબ્દનો 'आरुग्गवोहिलाभं' પદમાં આવેલ 'वोहिलाभ' શબ્દ સાથે સંબંધ જોડે છે.[૧૧૦]

યો. શા. સ્વો. વિ., દે. ભા., વં. વૃ. તથા ધ. સં. જણાવે છે કે—'બોધિલાભ' માટે 'સમાધિવર'ને. એટલે કે 'વરસમાધિ'ને. કે જે પરમ–સ્વાસ્થ્યરૂપ 'ભાવસમાધિ' છે તેને.[૧૧૧]

આ. દિ. ગ્રંથમાં આ અંગે કંઈ જ વિવેચન નથી.

---

૧૦૯. स च (वोधिलाभः) अनिदानो मोक्षायैव प्रशस्यते इति, तदर्थमेव च तावत्किम्? तत आह–समाधानं समाधिः स च द्रव्यभावभेदाद् द्विविधः, तत्र द्रव्यसमाधिर्यदुपयोगात् स्वास्थ्यं भवति येषां वाग्निरोध इति, भावसमाधिस्तु ज्ञानादिसमाधानमेव, तदुपयोगादेव परमस्वास्थ्ययोगादिति, यतश्चायमित्थं द्विधाऽतो द्रव्यसमाधिव्यवच्छेदार्थमाह–वरं–प्रधानं भावसमाधिमित्यर्थः — આ. હા. ટી, પ. ૫૦૭ આ.

૧૧૦. मणनिव्वुई समाही, तेण वरं देंतु वोहिलाभं मे । — ચે. વ. મ. ભા., ગા. ૬૩૧, પૃ. ૧૧૩

૧૧૧. तदर्थं च समाधिवरं वरसमाधिं परमस्वास्थ्यरूपं भावसमाधिमित्यर्थः ।
— યો. શા. સ્વો. વિ., પ. ૨૨૭ આ.

'બોધિલાભ' 'પરલોકમા જિન ધર્મની પ્રાપ્તિ તે 'બોધિલાભ' કહેવાય છે તેને' એ પ્રમાણે જણાવે છે[104]

લ વિ 'આરોગ્ય' એટલે 'સિદ્ધપણુ' તેને માટે 'બોધિલાભ' એટલે 'જિન પ્રણીત ધર્મની પ્રાપ્તિ' એમ જણાવે છે[105]

ચે વ મ ભા જણાવે છે કે રોગનો અભાવ તે 'આરોગ્ય' કહેવાય છે, તેનો સાધક જે ભવાન્તરગત બોધિલાભ એટલે કે ભવાન્તરમા જિનધર્મ રૂપ સપત્તિ[106]

યો શા સ્વો વિ તથા ધ સ જણાવે છે કે 'આરોગ્ય' એટલે 'સિદ્ધપણુ' તેને માટે 'બોધિલાભ' એટલે અર્હત્ પ્રણીત ધર્મની પ્રાપ્તિ તે 'આરોગ્ય બોધિલાભ' તે નિદાન વગરનો હોય તો મોક્ષ માટે જ થાય છે[107] હ ભા તથા વ વૃ, યો શા સ્વો વિ મા જણાવેલ વિગતનુ જ સમર્થન કરે છે માત્ર આ હિ જણાવે છે કે, આરોગ્યને તથા બોધિલાભને[108]

**આ પ્રમાણે (આ. હિ. ના અપવાદ સિવાય અન્ય સર્વ ગ્રન્થોના મતે) 'આરુગ્ગબોહિલાભ' પદ—આરોગ્ય એટલે સિદ્ધત્વ અને તે માટે (ભવાન્તરમા) શ્રી જિનપ્રણીત ધર્મની પ્રાપ્તિને-એ અર્થમા સિદ્ધ થાય છે.**

અહીં 'આરોગ્ય' શબ્દથી 'ભાવ આરોગ્ય' જ ગ્રહણ કરવુ જોઈએ, કારણ કે, 'આરોગ્ય' શબ્દનો સબધ 'બોધિલાભ' સાથે છે જો 'દ્રવ્ય આરોગ્ય' એટલે કે શારીરિક સ્વાસ્થ્ય ગ્રાહ્ય હોત તો 'આરોગ્ય માટે શ્રી જિનપ્રણીત ધર્મની પ્રાપ્તિ' એમ ન કહેતા 'આરોગ્ય' પદને અલગ જ રખાયુ હોત પણ તેમ ન કરતા બન્ને પદનો સમાસ કરી એક પદ બનાવવાથી અને પાછળ શ્રી જિનપ્રણીત ધર્મપ્રાપ્તિ વાચક 'બોધિલાભ' શબ્દ આવવાથી અહીં 'ભાવ-આરોગ્ય' જ સભવે છે

૧૦૪ आरोग्य सिद्धत्व तदर्थं बोधिलाभ प्रेत्य जिनधर्मप्राप्ति र्बोधिलाभोऽभिधीयते तम् ।
— આ હા ટી પ ૫૦૭ આ

૧૦૫ आरोग्य सिद्धत्वं तदर्थं बोधिलाभ आरोग्यबोधिलाभ जिनप्रणीतधर्मप्राप्ति र्बोधिलाभोऽभिधीयते तम् ।
— લ વિ પૃ ૪૬

૧૦૬ रोगाभाव आरोग्गमाहु तस्साहु (ह) गो अ जो पेच्चा ।
बोहीलाभो जिणधम्म-सपया त मह दिंतु ॥ ६३१ ॥ — ચે વ મ ભા ગા ૬૩૧ પૃ ૧૧૩

૧૦૭ अरोगस्य भाव आरोग्य सिद्धत्व तदर्थ बोधिलाभ अर्हत्प्रणीतधर्मप्राप्तिरारोग्यबोधिलाभ स चानिदानो मोक्षायैव भवति तम् ।
— યો શા સ્વો વિ. પ ૨૨૭ આ

૧૦૮ आरोग्य बोधिलाभ । — આ હિ પ ૨૬૮ અ

समाहिवरम् - [समाधिवरम्]-શ્રેષ્ઠ સમાધિને.

અહીં વપરાયેલ 'સમાધિ' શબ્દ પર વિવેચન કરતાં આ. હા. ટી. તથા લ. વિ. જણાવે છે કે :–'समाधानं – समाधिः' (અર્થ – સમાધાન તે સમાધિ.) તે દ્રવ્ય અને ભાવના ભેદથી બે પ્રકારે છે. 'દ્રવ્ય સમાધિ' તે છે કે જેના ઉપયોગથી સ્વસ્થપણું થાય યા તો જે વસ્તુઓને પરસ્પર વિરોધ ન હોય તે.

'ભાવ સમાધિ' તો જ્ઞાન આદિના સમાધાનને (એટલે કે તે જ્ઞાનાદિ ગુણોની આત્મામાં સારી રીતે સત્તા હોવી તેને) જ કહેવાય છે, કારણ કે તેની સત્તા હોય તો જ પરમ સ્વાસ્થ્યનો યોગ થાય છે.

આ રીતે 'સમાધિ' બે પ્રકારની છે તેથી 'દ્રવ્ય સમાધિ'નો વ્યવચ્છેદ કરવા માટે અહીં 'સમાધિ' શબ્દની આગળ 'વર' શબ્દ મૂકેલ છે. વર એટલે 'પ્રધાન'– એટલે કે 'પ્રધાન સમાધિ' અર્થાત્ 'ભાવસમાધિ.'[૧૦૯] આ 'समाहिवरं' પદનો પૂર્વોક્ત 'आरुग्गबोहिलाभ' પદ સાથે સંબંધ છે એટલે કે, 'આરોગ્ય માટે બોધિલાભને અને તે બોધિલાભ નિદાન વગરનો હોય તો મોક્ષ માટે જ થાય છે તેથી કરીને તેને માટે 'ભાવસમાધિને.' એ પ્રમાણે અર્થ કરવામાં આવે છે.

ચે. વં. મ. ભા. જણાવે છે કે—મનની નિવૃત્તિ તે 'સમાધિ' છે તેના દ્વારા શ્રેષ્ઠ એવો 'બોધિલાભ.' આ રીતે 'શ્રેષ્ઠ ભાવસમાધિ' એમ અર્થ ન કરતાં 'સમાધિ વડે શ્રેષ્ઠ એવો બોધિલાભ' એવો અર્થ તેઓ કરે છે અને આ પ્રમાણે કરી 'समाहिवरं' શબ્દનો 'आरुग्गबोहिलाभ' પદમાં આવેલ 'बोहिलाभ' શબ્દ સાથે સંબંધ જોડે છે.[૧૧૦]

યો. શા. સ્વો. વિ., દે. ભા., વં. વૃ. તથા ધ. સં. જણાવે છે કે—'બોધિલાભ' માટે 'સમાધિવર'ને. એટલે કે 'વરસમાધિ'ને. કે જે પરમ–સ્વાસ્થ્યરૂપ 'ભાવસમાધિ' છે તેને.[૧૧૧]

આ. દિ. ગ્રંથમાં આ અંગે કંઈ જ વિવેચન નથી.

---

૧૦૯. स च (बोधिलाभः) अनिदानो मोक्षायैव प्रशस्यते इति, तदर्थमेव च तावत्किम् ? तत आह–समाधानं समाधिः स च द्रव्यभावभेदाद् द्विविधः, तत्र द्रव्यसमाधिर्यदुपयोगात् स्वास्थ्यं भवति येषां वाऽविरोध इति, भावसमाधिस्तु ज्ञानादिसमाधानमेव, तदुपयोगादेव परमस्वास्थ्ययोगादिति, यतश्चायमित्थं द्विधाऽतो द्रव्यसमाधिव्यवच्छेदार्थमाह–वरं–प्रधानं भावसमाधिमित्यर्थः — આ. હા. ટી, પ. ૫૦૭ આ.

૧૧૦. मणनिव्वुई समाही, तेण वरं देंतु बोहिलाभं मे । — ચે. વ. મ. ભા., ગા. ૬૩૧, પૃ. ૧૧૩

૧૧૧. तदर्थं च समाधिवरं वरसमाधिं परमस्वास्थ्यरूपं भावसमाधिमित्यर्थः ।
— યો. શા. સ્વો. વિ., પ. ૨૨૭ આ.

**આ રીતે 'समाहिवरम्' પદ—'શ્રેષ્ઠ એવી સમાધિને એટલે કે ભાવસમાધિને અને પૂર્વના 'आरुग्गबोहिलाभं' પદ સાથે 'समाहिवर'નો સબંધ જોડતાં બોધિલાભ માટે શ્રેષ્ઠ એવી ભાવ સમાધિને—એ અર્થમાં સિદ્ધ થાય છે.**

उत्तम—[ उत्तम ]—ઉત્તમ

આ હા ટી, લ વિ, યો શા સ્વો વિ, દે ભા, વ વૃ તથા ધ મ उत्तम નો અર્થ 'સર્વોત્કૃષ્ટ' કરે છે અને જણાવે છે કે—ઉપર્યુક્ત 'ભાવ સમાધિ'પણ ઓછાવત્તા અંશે અનેક પ્રકારની હોવાથી અહીં 'સર્વોત્કૃષ્ટ ભાવસમાધિ' ગ્રાહ્ય છે, માટે उत्तम પદ મૂકવામા આવેલ છે[112] ચે વ મ ભા જણાવે છે કે, તે 'બોધિલાભ'નુ સર્વ પ્રધાનપણું સૂચવવા માટે उत्तम પદ મૂકેલ છે[113]

**આ રીતે અહીં વપરાયેલ 'उत्तम' પદ-'સર્વોત્કૃષ્ટ' યા તો 'સર્વપ્રધાન'-એ અર્થમાં સિદ્ધ થાય છે.**

दिंतु—[ ददतु ]—આપો

આ પ્રમાણે છેલ્લા બે પદનો અર્થ 'આરોગ્ય એટલે જે સિદ્ધપણું તેને માટે બોધિલાભને અને તે બોધિલાભ માટે ઉત્તમ ભાવસમાધિને, યા તો આરોગ્ય સાધક બોધિલાભ કે જે સમાધિના યોગે શ્રેષ્ઠ છે અને સર્વપ્રધાન છે તેને આપો' એ પ્રમાણે થાય છે

આઠેય ગ્રંથકારો 'दिंतु'નો અર્થ 'આપો' એમ કરવામા એકમત છે

અહીં એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે શ્રી તીર્થંકર ભગવત પાસે આપણે યાચના કરીએ છીએ કે—'અમને ઉપર્યુક્ત વસ્તુઓ આપો' તો શુ તેઓમા તે વસ્તુઓ આપવાનુ સામર્થ્ય છે? આ પ્રશ્નના ઉત્તર જુદા જુદા ગ્રથકારોએ જે આપ્યા છે તે પૈકી આ હા ટી જણાવે છે કે તેમનામા તે વસ્તુઓ આપવાનુ સામર્થ્ય નથી પરન્તુ આ તો માત્ર ભક્તિથી જ કહેવામા આવે છે અને આ 'અસત્યામૃષા' નામનો ભાષાનો એક પ્રકાર છે ખરી રીતે જોતા તો તીર્થંકરો પ્રત્યેની ભક્તિથી સ્વયમેવ ઉપર્યુક્ત વસ્તુઓની પ્રાપ્તિ થાય છે માટે જ કહેવાય છે કે 'તમે આપો'[114]

---

११२ असावपि तारतम्यभेदादनेकधैव अत आह उत्तम – सर्वोत्कृष्ट ।
—અ હ ટી પ ૫૦૭ આ

११३ तस्स वि सव्वप्पहाणत्तसाहग उत्तम भणिय । —ચે વ મ ભા ગા ६३२ પૃ ११४

११४ आह – किं तेषां प्रदानसामर्थ्यमस्ति ? न किमर्थमेवमभिधीयत इति ? उच्यते भक्त्या भण्यमाना च भासा असच्चमोसा इत्यादि, नवर तद्भक्त्या स्वयमेव तत्प्राप्तिरुपजायत इति ।
—અ હા ટી પ ૫૦૭ આ

લ. વિ. જણાવે છે કે–જો કે તે વીતરાગ ભગવંતો રાગાદિ રહિત હોવાથી આરોગ્ય આદિ આપતા નથી, તો પણ આવા પ્રકારના વાક્યના પ્રયોગથી પ્રવચનની આરાધના થવા દ્વારા સન્માર્ગમાં રહેલા મહાસત્ત્વશાળી આત્માને તેમની સત્તાના કારણે જ તેની પ્રાપ્તિ થાય છે.[૧૧૫]

ચે. વં. મ. ભા. જણાવે છે કે આ 'અસત્યામૃષા' નામની ભક્તિથી બોલાયેલી ભાષા છે. બાકી જેમના 'રાગ' અને 'દ્વેષ' ગાળ્યા ગયા છે એવા જિનવરો 'સમાધિ' અને 'બોધિ'ને આપતા નથી. પરન્તુ રાગ–દ્વેષ રહિત જિનવરોની પરમ ભક્તિથી જીવો આરોગ્ય બોધિલાભ અને સમાધિ મરણને પ્રાપ્ત કરે છે.[૧૧૬]

ઉપર્યુક્ત અર્થ 'આવસ્સયનિજ્જુત્તિ'માં નિદાનની ચર્ચાના પ્રસંગમાં દર્શાવેલ છે, તદ્વિષયક ગાથાઓ ચે. વં. મ. ભા.ના કર્તાએ અહીં ઉદ્ધૃત કરી છે. 'સમાધિ'નો અર્થ નિજ્જુત્તિકારે 'સમાધિમરણ' કર્યો છે, જે નોંધપાત્ર છે.

યો. શા. સ્વો. વિ. તથા ધ. સં. જણાવે છે કે 'આપો' એવું ભક્તિથી કહેવાય છે. કહ્યું છે કે—'અસત્યામૃષા' નામની કેવળ ભક્તિથી બોલાયેલી આ ભાષા છે. અન્યથા, જેમના રાગાદિ દોષો ક્ષીણ થઈ ગયા છે તેઓ 'સમાધિ' અને 'બોધિ'ને આપતા નથી.[૧૧૭]

આ વિષય પર અન્યાન્ય ગ્રંથકારોએ પણ વિશદતાથી વિવેચન કર્યું છે. જે પૈકી 'ધર્મસંગ્રહણી'ના કર્તાએ જે વિગત ટાંકી છે તે વિશિષ્ટ કોટિની હોવાથી પાદનોંધમાં આપેલ છે.

---

૧૧૫. यद्यपि ते भगवन्तो वीतरागत्वादारोग्यादि न प्रयच्छन्ति, तथाप्येवंविधवाक्यप्रयोगतः प्रवचनाराधनया सन्मार्गवर्त्तिनो महासत्त्वस्य तत्सत्तानिबन्धनमेव तदुपजायते । — લ. વિ., પૃ. ૪૭

૧૧૬. भासा असच्चमोसा नवरं भत्तीए भासिया एसा ।
न हु खीणपेज्जदोसा दिंति समाहिं च बोहिं च ॥६३४॥
भत्तीए जिणवराणं परमाए खीणपेज्जदोसाणं ।
आरोग्गबोहिलाभं समाहिमरणं च पावेंति ॥६३५॥ — ચે. વં. મ ભા., ગા. ૬૩૪–૬૩૫, પૃ. ૧૧૪

૧૧૭. एतच्च भक्त्योच्यते, यत उक्तम् —
भासा असच्चमोसा नवरं भत्तीइ भासिआ एसा
नहु खीणपिज्जदोसा, दिंति समाहिं च बोहिं च इति ॥ १ ॥ — યો. શા. સ્વો. વિ., પ. ૨૨૭ આ.

---

પાદ નોંધ—

'ધર્મસંગ્રહણીવૃત્તિ'માં કહ્યું છે કે—'आरुग्गबोहिलाभं' એ વાક્ય નિષ્ફળ નથી. 'આરોગ્ય' આદિ વસ્તુઓ તત્ત્વથી તો શ્રી તીર્થંકર ભગવંત વડે જ અપાય છે; કારણ કે તેઓ જ તથાવિધ વિશુદ્ધ અધ્યવસાયના હેતુ છે.

नैवेतदारोग्यादि वाक्यं स्वतो निष्फलं, आरोग्यादेस्तत्त्वतो भगवद्भिरेव दीयमानत्वात् अवन्ध्यतथाविध विशुद्धाध्यवसायहेतुत्वात् । — ધર્મ સંગ્રહણીવૃત્તિ, પૃ. ૩૧૬.

**આ રીતે 'समाहिवरम्' પદ—'શ્રેષ્ઠ એવી સમાધિને એટલે કે ભાવસમાધિને અને પૂર્વના 'आरुग्गबोहिलाभं' પદ સાથે 'समाहिवर'નો સંબંધ જોડતાં બોધિલાભ માટે શ્રેષ્ઠ એવી ભાવ સમાધિને—એ અર્થમાં સિદ્ધ થાય છે.**

उत्तमं—[ उत्तमं ]—ઉત્તમ.

આ હા ટી, લ વિ, યો. શા સ્વો. વિ, દે ભા, વં. વૃ તથા ધ સ. उत्तम'નો અર્થ 'સર્વોત્કૃષ્ટ' કરે છે અને જણાવે છે કે—ઉપર્યુક્ત 'ભાવ સમાધિ'પણ ઓછાવત્તા અંશે અનેક પ્રકારની હોવાથી અહીં 'સર્વોત્કૃષ્ટ ભાવસમાધિ' ગ્રાહ્ય છે, માટે 'उत्तम' પદ મૂકવામાં આવેલ છે.[112] ચે. વં. મ ભા. જણાવે છે કે, તે 'બોધિલાભ'નું સર્વ પ્રધાનપણું સૂચવવા માટે उत्तमं પદ મૂકેલ છે.[113]

**આ રીતે અહીં વપરાયેલ 'ઉત્તમ' પદ-'સર્વોત્કૃષ્ટ' યા તો 'સર્વપ્રધાન'—એ અર્થમાં સિદ્ધ થાય છે.**

दिंतु—[ ददतु ]—આપો.

આ પ્રમાણે છેલ્લા બે પદનો અર્થ 'આરોગ્ય એટલે જે સિદ્ધપણું તેને માટે બોધિ લાભને અને તે બોધિલાભ માટે ઉત્તમ ભાવસમાધિને, યા તો આરોગ્ય સાધક બોધિલાભ કે જે સમાધિના યોગે શ્રેષ્ઠ છે અને સર્વપ્રધાન છે તેને આપો' એ પ્રમાણે થાય છે

આઠેય ગ્રંથકારો 'दिंतु'નો અર્થ 'આપો' એમ કરવામાં એકમત છે.

અહીં એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે શ્રી તીર્થંકર ભગવંત પાસે આપણે યાચના કરીએ છીએ કે—'અમને ઉપર્યુક્ત વસ્તુઓ આપો' તો શું તેઓમાં તે વસ્તુઓ આપવાનું સામર્થ્ય છે? આ પ્રશ્નના ઉત્તર જુદા જુદા ગ્રંથકારોએ જે આપ્યા છે તે પૈકી આ. હા ટી જણાવે છે કે, તેમનામાં તે વસ્તુઓ આપવાનું સામર્થ્ય નથી પરન્તુ આ તો માત્ર ભક્તિથી જ કહેવામાં આવે છે અને આ 'અસત્યામૃષા' નામનો ભાષાનો એક પ્રકાર છે ખરી રીતે જોતાં તો તીર્થંકરો પ્રત્યેની ભક્તિથી સ્વયમેવ ઉપર્યુક્ત વસ્તુઓની પ્રાપ્તિ થાય છે. માટે જ કહેવાય છે કે 'તમે આપો.'[114]

---

૧૧૨ असावपि तारतम्यभेदादनेकधैव अत आह उत्तम – सर्वोत्कृष्ट ।
— આ હા ટી, પ ૫૦૭ આ

૧૧૩ तस्स य सव्वपहाणत्तसाहगं उत्तमं भणियं । — ચે વં મ ભા, ગા ૬૩૨, પૃ ૧૧૪

૧૧૪ आह – किं तेषां प्रदानसामर्थ्यमस्ति ?, न, किमर्थमेवमभिधीयत इति ?, उच्यते भक्त्या, वक्ष्यति च 'भासा असच्चमोसा' इत्यादि, नवरं तद्भक्त्या स्वयमेव तत्प्राप्तिरुपजायत इति ।
— આ હા ટી, પ ૫૦૭ આ

અહીં શિષ્ય પ્રશ્ન કરે છે કે—

આ પ્રકારે આ નિદાન નથી તે બરાબર છે તો પણ (આં યાચના) તે દુષ્ટ જ છે; કારણ કે સ્તુતિ દ્વારા ભગવંતો આરોગ્યાદિ આપનારા થાય છે કે નહિ? જો 'થાય છે' એમ કહો તો તેમનામાં રાગાદિની સત્તાનો પ્રસંગ આવશે; જો 'નથી થતા' એમ કહો તો તેઓ આરોગ્ય આદિના પ્રદાનથી રહિત છે એ જાણવા છતાં ય પ્રાર્થના કરવામાં મૃષાવાદનો દોષ આવશે. તેના પ્રત્યુત્તરમાં ગુરુ જણાવે છે કે આ રીતે પ્રાર્થનામાં મૃષાવાદનો સંભવ નથી; કારણ કે આ અસત્યામૃષા નામની ભાષા છે અને તે (ભાષા) આમન્ત્રણી આદિ ભેદથી અનેક પ્રકારની છે. કહ્યું છે કે—આમંત્રણી, આજ્ઞાપની, યાચની, પૃચ્છની, પ્રજ્ઞાપની, પ્રત્યાખ્યાની, ઈચ્છાનુલોમા, અનભિગૃહીતા, અભિગ્રહવિષયક, સંશયકરણી, વ્યાકૃતા તથા અવ્યાકૃતા આ બધી અસત્યામૃષા ભાષા છે. તે પૈકી અહીં 'યાચની'નો અધિકાર છે. એટલે કે અહીં 'યાચની' ભાષા છે; કારણ કે 'આરોગ્યબોધિલાભ અને ભાવ સમાધિને આપો' તે પદ યાચનાના અર્થમાં છે.

'કિન્તુ' પદ અંગે વિવેચના કરતાં લ. વિ. જણાવે છે કે[120] (શિષ્ય પૂછે છે કે)—

---

૧૨૦. आह-किमिदं निदानमुत नेति, यदि निदानमलमनेन, सूत्रप्रतिषिद्धत्वात्, न चेत् सार्थकमनर्थकं वा? यद्याद्यः पक्षस्तेषां रागादिमत्त्वप्रसङ्गः, प्रार्थनाप्रवीणे प्राणिनि तथा दानात्, अथ चरमः तत आरोग्यादिदान-विकला एते इति जानानस्यापि प्रार्थनायां मृषावादप्रसङ्ग इति, अत्रोच्यते, न निदानमेतत्, तल्लक्षणायोगात्, द्वेषाभिष्वङ्गमोहगर्भं हि तत्, तथा तन्त्रप्रसिद्धत्वात्, धर्माय हीनकुलादिप्रार्थनं मोहः अतद्धेतुकत्वात्, ऋद्ध्यभिष्वङ्गतो धर्मप्रार्थनाऽपि मोहः, अतद्धेतुकत्वादेव तीर्थकरत्वेऽप्येतदेवमेव प्रतिषिद्धमिति, अतएवेष्टभावबाधकृदेतत्, तथेच्छाया एव तद्विघ्नभूतत्वात्, तत्प्रधानतयेतरत्रोपसर्जनबुद्धिभावात्, अतत्त्वदर्शनमेतत्, महदपायसाधनं, अविशेषज्ञता हि गर्हिता, पृथग्जनानामपि सिद्धमेतत्, योगिबुद्धिगम्योऽयं व्यवहारः, सार्थकानर्थकचिन्तायां भाज्यमेतत्, चतुर्थभाषारूपत्वात्, तदुक्तं—

"भासा असचमोसा, णवरं भत्तीए भासिया एसा।
नहु खीणपेज्जदोसा देंति समाहिं च बोहिं च ॥ १ ॥
तप्पत्थणाए तहवि य, ण मुसावाओ वि एत्थ विण्णेओ।
तप्पणिहाणाओ च्चिय, तग्गुणओ इंदिफलभावा ॥ २ ॥
चिन्तामणिरयणादीहिं, जहा उ भव्वा समीहियं वत्थुं।
पावंति तह जिणेहिं, तेसिं रागाइभावेऽवि ॥ ३ ॥
वत्थुसहावो एसो, अउव्वचिन्तामणी महाभागो।
थोऊणं तित्थयरे, पाविज्जइ बोहिलाभोत्ति ॥ ४ ॥
भत्तीए जिणवराणं, खिज्जन्ती पुव्वसंचिया कम्मा।
गुणपगरिसबहुमाणोउग, कम्मवणदवानलो जेण ॥ ५ ॥"

एतदुक्तं भवति—यद्यपि ते भगवन्तो वीतरागत्वादारोग्यादि न प्रयच्छन्ति, तथाप्येवंविधवाक्यप्रयोगतः प्रवचनाराधनया सन्मार्गवर्तिनो महासत्त्वस्य तत्सत्तानिबन्धनमेव तदुपजायत इति गाथार्थः ॥ ६ ॥

— લ. વિ., પૃ. ૪૭.

સવાલ એ ઉપસ્થિત થાય છે કે, આ રીતે યાચના કરવી એ શું નિદાન (કે જેને નિયાણુ કહેવામાં આવે છે તે) નથી? તેનો જવાબ 'આવશ્યક નિજ્જુત્તિ'એ પોતે જ આ પ્રશ્ન ઉપસ્થિત કરીને નીચે પ્રમાણે આપ્યો છે.

જો એમ કહેવામા આવે કે—'આરોગ્ય આદિ આપો' તો શું આ નિદાન છે? (તેના જવાબમા 'નિજ્જુત્તિ' જણાવે છે કે) અહીં વિભાષા એટલે કે વિષય વિભાગની વ્યવસ્થા વડે વ્યાખ્યા કરવી.[૧૧૮]

વિભાષા અહીં શી લેવી? તેનુ સ્પષ્ટીકરણ કરતાં આ. હા. ટી. જણાવે છે કે—[૧૧૯] 'આરોગ્ય આદિ આપો તે શું નિદાન છે? જો નિદાન હોય તો તેનાથી સર્યું, કારણ કે સૂત્રમા તેનો પ્રતિષેધ કરવામાં આવ્યો છે. જો નિદાન ન હોય તો તેનુ ('ચિંતુ' પદનુ) ઉચ્ચારણ જ વ્યર્થ છે.' તેના પ્રત્યુત્તરમા ગુરુ કહે છે કે—અહીં વિષય વિભાગની વ્યવસ્થા વડે વ્યાખ્યા કરવી એટલે કે આ નિદાન નથી, કારણ કે તે કર્મબન્ધમા હેતુ નથી મિથ્યાદર્શન, અવિરતિ, પ્રમાદ, કષાયો અને યોગો (મન-વચન-કાયાના) એ બન્ધના હેતુ છે. જ્યારે મુક્તિની પ્રાર્થનામા આ ઉપર ગણાવ્યા તે પૈકી એકનો પણ સંભવ નથી અને તેનું ઉચ્ચારણ (આરોગ્યાદિ આપો) પણ વ્યર્થ નથી, કારણકે તેનાથી (તે ઉચ્ચારણથી) અન્તઃકરણની શુદ્ધિ થાય છે

---

૧૧૮ आरुग्गबोहिलाभं समाहिवरमुत्तमं च मे दिंतु ।
कि नु हु निआणमेअं ति ?, विभासा इत्थ कायव्वा ॥ — આ નિ, ગા ૧૦૯૪.

૧૧૯ यदुक्तमारोग्यादि ददतु, यदि निदानमलमनेन, सूत्रे प्रतिषिद्धत्वात्, न चेद् व्यर्थमेवोच्चारणमिति, गुरुराह– 'विभासा एत्थ कायव्व त्ति विविधा भाषा विभाषा – विषयविभाग व्यवस्थापनेन व्याख्येत्यर्थं, अत्र कर्तव्या, इयमिह भावना – नेदं निदानं, कर्मबन्धहेतुत्वाभावात्, तथाहि – मिथ्यादर्शनाविरतिप्रमादकषाययोगा बन्धहेतव न च मुक्तिप्रार्थनायाममीषामन्यतरस्यापि सम्भव इति, न च व्यर्थमेव तदुच्चारणमिति, ततोऽन्तःकरणशुद्धे रिति गाथार्थ । १०९४ ॥ आह – न नामेदमित्थं निदानं, तथापि तु दुष्टमेव, कथं ?, इह स्तुत्या आरोग्यादिप्रदातारः स्यु र्नवा ?, यद्यात्र पक्षस्तेषां रागादिमत्त्वप्रसङ्ग, अथ चरमस्तत आरोग्यादिप्रदान विकला इति जानानस्यापि प्रार्थनाया मृषावाददोषप्रसङ्ग इति, न, इत्थं प्रार्थनायां मृषावादायोगात्, तथा चाह–भाषा असत्यामृषेयं वर्तते सा चामन्त्रण्यादिभेदादनेकविधा, तथा चोक्तम् —

"आमंतणि आणवणी जायणि तह पुच्छणी य पन्नवणी ।
पच्चक्खाणी भासा भासा इच्छाणुलोमा य ॥ १ ॥

अणभिग्गहिया भासा भासा य अभिग्गहम्मि बोधव्वा ।
संसयकरणी भासा, वोयड अव्वोयडा चेव ॥ २ ॥'

इत्यादि, तत्रेह याच्ञयाऽधिकार इति, यतो याच्ञाया वर्तते, यदुत–'आरुग्गबोहिलाभं समाहिवरमुत्तमं दिंतु' त्ति । — આ હા ટી, પ ૫૦૮ આ

અહીં શિષ્ય પ્રશ્ન કરે છે કે—

આ પ્રકારે આ નિદાન નથી તે બરાબર છે તો પણ (આ યાચના) તે દુષ્ટ જ છે; કારણ કે સ્તુતિ દ્વારા ભગવંતો આરોગ્યાદિ આપનારા થાય છે કે નહિ? જો 'થાય છે' એમ કહો તો તેમનામાં રાગાદિની સત્તાનો પ્રસંગ આવશે; જો 'નથી થતા' એમ કહો તો તેઓ આરોગ્ય આદિના પ્રદાનથી રહિત છે એ જાણવા છતાં ય પ્રાર્થના કરવામાં મૃષાવાદનો દોષ આવશે. તેના પ્રત્યુત્તરમાં ગુરુ જણાવે છે કે આ રીતે પ્રાર્થનામાં મૃષાવાદનો સંભવ નથી; કારણ કે આ અસત્યામૃષા નામની ભાષા છે અને તે (ભાષા) આમન્ત્રણી આદિ ભેદથી અનેક પ્રકારની છે. કહ્યું છે કે— આમંત્રણી, આજ્ઞાપની, યાચની, પૃચ્છની, પ્રજ્ઞાપની, પ્રત્યાખ્યાની, ઈચ્છાનુલોમા, અનભિગૃહીતા, અભિગ્રહવિષયક, સંશયકરણી, વ્યાકૃતા તથા અવ્યાકૃતા આ બધી અસત્યામૃષા ભાષા છે. તે પૈકી અહીં 'યાચની'નો અધિકાર છે. એટલે કે અહીં 'યાચની' ભાષા છે; કારણ કે 'આરોગ્યબોધિલાભ અને ભાવ સમાધિને આપો' તે પદ યાચનાના અર્થમાં છે.

'કિન્તુ' પદ અંગે વિવેચના કરતાં લ. વિ. જણાવે છે કે[120] (શિષ્ય પૂછે છે કે)–

---

૧૨૦. आह-किमिदं निदानमुत नेति, यदि निदानमलमनेन, सूत्रप्रतिषिद्धत्वात्, न चेत् सार्थकमनर्थक वा? यद्याद्यः पक्षस्तेषां रागादिमत्त्वप्रसङ्गः, प्रार्थनाप्रवीणे प्राणिनि तथा दानात्, अथ चरमः तत आरोग्यादिदानविकला एते इति जानानस्यापि प्रार्थनायां मृषावादप्रसङ्ग इति, अत्रोच्यते, न निदानमेतत्, तल्लक्षणायोगात्, द्वेषाभिष्वङ्गमोहगर्भं हि तत्, तथा तन्त्रप्रसिद्धत्वात्, धर्माय हीनकुलादिप्रार्थनं मोहः अतद्धेतुकत्वात्, ऋद्ध्यभिष्वङ्गतो धर्मप्रार्थनाऽपि मोहः, अतद्धेतुकत्वादेव तीर्थकरत्वेऽप्येतदेवमेव प्रतिषिद्धमिति, अतएवेष्टभावबाधकृदेतत्, तथेच्छाया एव तद्विघ्नभूतत्वात्, तत्प्रधानतयेतरत्रोपसर्जनबुद्धिभावात्, अतत्त्वदर्शनमेतत्, महदपायसाधन, अविशेषज्ञता हि गर्हिता, पृथग्जनानामपि सिद्धमेतत्, योगिबुद्धिगम्योऽयं व्यवहारः, सार्थकानर्थकचिन्तायां भाज्यमेतत्, चतुर्थभाषारूपत्वात्, तदुक्तं—

"भासा असच्चमोसा, णवरं भत्तीए भासिया एसा ।
नहु खीणपेज्जदोसा देंति समाहिं च बोहिं च ॥ १ ॥
तप्पत्थणाए तहवि य, ण मुसावाओ वि एत्थ विण्णेओ ।
तप्पणिहाणाओ च्चिय, तग्गुणओ इंदिफलभावा ॥ २ ॥
चिन्तामणिरयणादीहिं, जहा उ भव्वा समीहियं वत्थुं ।
पावंति तह जिणेहिं, तेसिं रागाइभावेऽवि ॥ ३ ॥
वत्थुसहावो एसो, अउव्वचिन्तामणी महाभागो ।
थोऊणं तित्थयरे, पाविज्जइ बोहिलाभोत्ति ॥ ४ ॥
भत्तीए जिणवराण, खिज्जन्ती पुव्वसंचिया कम्मा ।
गुणपगरिसबहुमाणोऽग, कम्मवणदवानलो जेण ॥ ५ ॥"

एतदुक्तं भवति—यद्यपि ते भगवन्तो वीतरागत्वादारोग्यादि न प्रयच्छन्ति, तथाप्येवंविधवाक्प्रयोगतः प्रवचनाराधनया सन्मार्गवर्तिनो महासत्त्वस्य तत्सत्तानिबन्धनमेव तदुपजायत इति गाथार्थः ॥ ६ ॥

— લ. વિ.

આ દિન્તુ એટલે 'આરોગ્યબોધિલાભ અને ઉત્તમભાવ સમાધિ આપો' એમ જે કહીએ છીએ તે નિદાન છે કે નહિ? જો નિદાન હોય તો તેની જરૂર નથી, કારણ કે આગમમા નિદાન (નિયાણ) કરવાનો નિષેધ કરવામા આવ્યો છે અને જો એમ કહેવામા આવે કે, 'આ નિદાન નથી', તો આ દિન્તુ પદ સાર્થક છે કે નિરર્થક? હવે જો પ્રથમ પક્ષને લઈને આને સાર્થક માનવામા આવે તો ભગવતો પ્રાર્થના કરવામા કુશળ પ્રાણીઓને તેનુ દાન કરનારા હોવાથી રાગાદિવાળા છે એમ માનવુ પડશે જો અન્ય પક્ષ અગીકાર કરવામા આવે, અર્થાત્ 'દિન્તુ પદને નિરર્થક માનવામા આવે, તો શ્રી તીર્થંકર ભગવતો આરોગ્યાદિ પ્રદાન કરતા નથી એવુ જાણવા છતા પણ પ્રાર્થના કરવામા મૃષાવાદનો દોષ લાગશે

અહીં કહે છે કે–આ 'આપો' એમ કહેવુ તે નિદાન નથી, કારણ કે, નિદાનના (નિયાણાનાં) લક્ષણો એમા ઘટિત થતા નથી નિયાણું દ્વેષવશ અત્યન્ત રાગવશ કે મોહ–અજ્ઞાનના કારણે થાય છે શાસ્ત્રોમા પણ તે જ પ્રમાણે વર્ણન પ્રાપ્ત થાય છે

ધર્મને માટે હીનકુલ વગેરેની પ્રાર્થના કરવી તે મોહ–અજ્ઞાન છે, કારણ કે, ધર્મ હીનકુલનુ કારણ નથી ઋદ્ધિ–વૈભવની ગાઢ અભિલાષાથી ધર્મની પ્રાર્થના કરવી એ પણ મોહ છે, કારણ કે, ધર્મ તેનું પણ કારણ નથી શ્રી તીર્થંકરપણાની ઈચ્છામા–(કે તીર્થંકરો અષ્ટમહાપ્રાતિહાર્ય–સમવસરણ આદિ વિભૂતિને યોગ્ય બની દેવોથી પૂજાય છે, મને પણ તપથી આવુ તીર્થંકરપણુ પ્રાપ્ત થાઓ એવી ઈચ્છામા) પણ દોષ છે પ્રથમની માફક તેનો પણ શાસ્ત્રમા પ્રતિષેધ કરાયેલો છે

તે ઇષ્ભાવ (શુભ પરિણામ)ને બાધા કરનાર છે નિદાનની ઇચ્છા જ ધર્મમા વિઘ્નભૂત છે; કારણ કે તેમા ઋદ્ધિ આદિના પ્રધાનપણાની અને ધર્મમા ગૌણપણાની બુદ્ધિ આવે છે

આ વાતને વધારે સ્પષ્ટતાથી વિચારીએ તો કહી શકાય કે—પૌદ્ગલિક આશસાત્મક નિદાન તત્ત્વદર્શનના અભાવવાળુ છે અને મહા અપાયનુ કારણ છે, કારણ કે, આની પાછળ અવિશેષજ્ઞતા જ કાર્ય કરે છે અવિશેષજ્ઞતા—સારાસારઅજ્ઞાનતા ખરેખર નિંદનીય છે એ વાત સામાન્ય માણસોને પણ પ્રતીત છે (બાકી તો) આ બધી વસ્તુ (સસારથી ઉદ્વિગ્ન) યોગી પુરુષોની બુદ્ધિથી જ ગમ્ય છે

હવે દિન્તુ પદ સાર્થક છે કે નિરર્થક? એનો જો વિચાર કરીએ તો એમા ભજના છે શાસ્ત્રમા એને અસત્યામૃષા (વ્યવહાર ભાષા) નામની ચતુર્થ ભાષા કહી છે અને તેથી તે સાર્થક છે તેમજ નિરર્થક પણ છે (આશસારૂપ આ ચતુર્થભાષા કઈ સાધવાને કે નિષેધવાને સમર્થ નથી માટે તે નિરર્થક છે અને પ્રકૃષ્ટ શુભ અધ્યવસાય આનુ ફળ હોવાથી સાર્થક પણ છે) કહ્યુ છે કે—ભક્તિપૂર્વક બોલાયેલી આ 'અસત્યામૃષા' નામની ભાષા છે પરતુ જેમના રાગદ્વેષ ક્ષીણ થઈ ગયા છે એવા વીતરાગ જિનેશ્વરો સમાધિ કે બોધિ આપતા નથી

એમની પ્રાર્થના કરવાથી મૃષાવાદ લાગે છે એમ પણ ન સમજવું; કારણ કે તેમનું પ્રણિધાન કરવાથી જ તેના ગુણથી (પ્રણિધાનના ગુણથી) ફલની પ્રાપ્તિ જરૂર થાય છે.

જેમ ચિન્તામણિ રત્નો આદિથી પ્રાણીઓ ઇચ્છિત વસ્તુને પ્રાપ્ત કરે છે, તેમ જિનેશ્વરોમાં રાગાદિ ન હોવા છતાં પણ તેમનાથી ઈચ્છિત વસ્તુની પ્રાપ્તિ થાય છે.

આ વસ્તુસ્વભાવ છે કે—અપૂર્વચિન્તામણિ મહાભાગ શ્રી તીર્થંકરોને સ્તવવાથી બોધિલાભની પ્રાપ્તિ થાય છે.

શ્રી તીર્થંકર ભગવંતોની ભક્તિ કરવાથી પૂર્વસંચિત કર્મો નાશ પામે છે; કારણ કે ગુણોના પ્રકર્ષનું બહુમાન એ કર્મરૂપી વનને બાળવા માટે દાવાનલ સમાન છે.

સારાંશ એ છે કે, જો કે તે ભગવંતો વીતરાગપણાને લીધે આરોગ્યાદિ નથી આપતા તો પણ આવા પ્રકારની વાણીના (સ્તુતિની ભાષાના) પ્રયોગથી પ્રવચનની આરાધના થાય છે અને તે આરાધના દ્વારા સન્માર્ગવર્તી મહાસત્ત્વશાળી જીવને શ્રી તીર્થંકર ભગવંતની સત્તાના બળે જ (વસ્તુસ્વભાવ સામર્થ્યથી) ઈષ્ટ ફળ પ્રાપ્ત થાય છે.

આ રીતે શ્રી તીર્થંકર ભગવંતો પાસે 'આરોગ્ય માટે બોધિલાભ તથા ઉત્તમભાવ સમાધિ'ની યાચના કરવાથી તેઓ તે આપતા નથી; કારણ કે તેઓ વીતરાગ છે. છતાં ય, તેમની સ્તુતિ–ભક્તિ કરવાથી તે સ્તુતિ–ભક્તિના યોગે સ્વયમેવ તે પ્રાપ્ત થાય છે અને તેથી તે તેમણે જ આપ્યું ગણાય.

આ રીતે અહીં વપરાયેલ 'दिंतु' પદ, ભક્તિના **યોગે તેમ જ આરોગ્યાદિ આપવામાં તેમની સ્તવના નિમિત્ત હોવાથી તે સ્વયં આપનારા જ ગણાય એ અપેક્ષાએ 'આપો' એ અર્થમાં સિદ્ધ થાય છે.**

चंदेसुनिम्मलयरा–[चन्द्रेभ्यो निर्मलतराः]–ચન્દ્રોથી વધુ નિર્મલ.

ચન્દ્રોથી વધુ નિર્મલ કહેવાનું કારણ આ. નિ. જણાવે છે કે–ચન્દ્રો, સૂર્યો અને ગ્રહોની પ્રભા પરિમિત ક્ષેત્રને પ્રકાશિત કરે છે, ત્યારે કેવલજ્ઞાનની પ્રાપ્તિ લોક અને અલોકને પ્રકાશિત કરે છે.[૧૨૧]

આ. હા. ટી. તથા લ. વિ. જણાવે છે કે–અહીં 'પંચમી'ના સ્થાને 'સપ્તમી'નો પ્રયોગ પ્રાકૃત શૈલીથી તથા આર્ષના યોગે થયેલ છે. ક્યાંક 'चंदेहिं निम्मलयरा' એવો પણ પાઠ પ્રાપ્ત થાય છે. ચન્દ્રો કરતાં વધુ નિર્મલ કહેવાનું કારણ સકલ કર્મરૂપી મલ ચાલ્યો ગયો તે છે.[૧૨૨] નિર્યુક્તિકારે જે જણાવ્યું છે કે—'ચન્દ્ર આદિની પ્રભા પરિમિત ક્ષેત્રને પ્રકાશિત કરે છે' ત્યાં

---

૧૨૧. चंदाइच्च गहाणं पहा पयासेइ परिमिअं खित्तं ।
केवलिअ नाणलंभो लोगालोगं पगासेइ ॥ — આ. નિ., ગા. ૧૧૦૨

૧૨૨. इह प्राकृतशैल्या आर्षत्वाच्च पञ्चम्यर्थे सप्तमी द्रष्टव्येति, चन्द्रेभ्यो निर्मलतराः, पाटान्तरं वा 'चंदेहिं निम्मलयर' त्ति तत्र सकलकर्ममलापगमाच्चन्द्रेभ्यो निर्मलतरा इति, — આ. હા. ટી., પ. ૫૧૦ આ.

'ક્ષેત્ર' શબ્દથી ક્ષેત્રમા રહેલી વસ્તુઓ સમજવી કારણ કે, 'ક્ષેત્ર' અમૂર્ત છે તેને મૂર્ત એવી પ્રભા પ્રકાશિત કરી શકે નહિ

ચે વ મ ભા જણાવે છે કે— અહીં સપ્તમીનુ બહુવચન પચમીના અર્થમા છે તેથી 'ચન્દ્રોથી પણ વધુ નિર્મલ' એમ સમજવું [૧૨૩]

યો શા સ્વો વિ તથા ધ સ જણાવે છે કે—અહીં 'पञ्चम्यास्तृतीया च' એ સૂત્રથી પચમીના અર્થમા સપ્તમી થયેલ છે તેથી ચન્દ્રોથી પણ વધુ નિર્મળ છે કારણ કે તેમના સમગ્ર કર્મરૂપી મળનો નાશ થયેલો છે चदेहिं निम्मलयरा એવું પાઠાતર પણ છે [૧૨૪]

હે ભા તથા વ વૃ જણાવે છે કે— चंदेसु પદમા પચમીના અર્થમા સપ્તમી વિભક્તિ આવેલ છે તેઓ (શ્રી અરિહત ભગવતો) ચન્દ્રોથી વધુ નિર્મળ છે, કારણ કે તેમનું કર્મમલરૂપી કલક ચાલ્યું ગયેલ છે [૧૨૫]

આ દિ જણાવે છે કે— 'सप्तमी निर्धारणे' એ પ્રાકૃત સૂત્રથી પચમીના સ્થાને સપ્તમી આવેલ છે કેટલાક સપ્તમીની જ વ્યાખ્યા કરે છે એમ કહી चदेसु નો અર્થ 'ચન્દ્રોથી પણ વધુ નિર્મલ' એમ કરવામા આવેલ છે [૧૨૬]

આ રીતે ચે વ મ ભા, યો શા સ્વો વિ તથા આ દિ 'अपि' શબ્દનો ઉપયોગ (અર્થ કરતા) કરે છે કે જે મૂળમા વપરાયેલ નથી

**આ રીતે 'चदेसु निम्मलयरा' એ પદ, 'ચન્દ્રોથી પણ વધારે નિર્મલ' એ અર્થમા સિદ્ધ થાય છે.**

**आइच्चेसु अहियं पयासयरा - [आदित्येभ्योऽधिकं प्रकाशकरा'] સૂર્યોથી અધિક પ્રકાશ કરનારા.**

આ હા ટી पयासयरा'નુ સંસ્કૃત 'प्रभासकरा' અથવા प्रकाशकरा એમ કરી સમગ્ર પદનો અર્થ કરે છે કે— કેવલજ્ઞાનના ઉદ્યોતથી વિશ્વને પ્રકાશિત કરતા હોવાથી સૂર્યોથી અધિક પ્રભાસ કરનારા યાતો પ્રકાશ કરનારા [૧૨૭]

---

૧૨૩ सत्तमिया बहुवयण नेय इह पञ्चमाए अत्थम्मि ।
चदेहिंतो वि तओ, नायव्वा निम्मलतरा त ॥ ६३६ ॥
— ચે વ મ ભા, ગા ૬૩૬ પૃ ૧૧૫

૧૨૪ पञ्चम्यास्तृतीयाच ॥ ८ । ३ । १३६ ॥ इति पञ्चम्यर्थे सप्तमी अतश्चन्द्रेभ्योऽपि निमलतरा सकल कर्ममलापगमात् पाठान्तर वा चदेहिं निम्मलयरा — યો શા સ્વો વિ પ ૨૨૮ અ

૧૨૫ पञ्चम्यर्थे सप्तमी यत् चन्द्रेभ्यो निर्मलतरा कर्ममलकलङ्कापगमात् — હે ભા પૃ ૩૨૭

૧૨૬ सप्तमी निर्धारणे इति प्राकृतसूत्रेण पञ्चमीस्थाने सप्तमी ।
क्वचित् सप्तमीमेव व्याख्यान्ति । — આ દિ, પ ૨૬૮ અ
चन्द्रेभ्योऽपि निर्मलतरा

૧૨૭ आदित्येभ्योऽधिकप्रभासकरा प्रकाशकरा वा केवलोद्योतेन विश्वप्रकाशनादिति
— આ હા ટી પ ૫૧૦ આ

લ. વિ. 'पयासयरा'નું સંસ્કૃત 'प्रकाशकराः' એ પ્રમાણે કરે છે. બાકી આ. હા. ટી. સમગ્ર પદનો જે અર્થ કરે છે તેમાં અને લ. વિ. જે અર્થ કરે છે તેમાં કશો જ ફરક નથી.

ચે. વં. મ. ભા. જણાવે છે કે 'લોક અને અલોકનો ઉદ્દ્યોત કરનાર કેવલજ્ઞાનના પ્રકાશ વડે આદિત્યો એટલે સૂર્યો તેમનાથી પણ અધિક પ્રકાશ કરનારા.'[128]

યો. શા. સ્વો. વિ., દે. ભા., વં. વૃ. તથા ધ. સં. જણાવે છે કે 'કેવલજ્ઞાનના ઉદ્દ્યોત વડે લોકાલોકના પ્રકાશક હોવાથી સૂર્યોથી પણ અધિક પ્રકાશ કરનારા'[129] અને તે જણાવ્યા બાદ નિજ્જુત્તિની 'चंदाइच्चगहाणं' એ ગાથા 'उक्तं च' કહીને ટાંકે છે.

**આ રીતે 'आइच्चेसु अहियं पयासयरा' એ પદ, 'કેવલજ્ઞાનના ઉદ્દ્યોત વડે લોક તથા અલોકને પ્રકાશિત કરતા હોવાથી સૂર્યોથી પણ અધિક પ્રકાશ કરનારા' એ અર્થમાં સિદ્ધ થાય છે.**

**सागरवरगंभीरा-[ सागरवरगंभीराः ] સાગરવરથી પણ ગંભીર.**

આ. હા. ટી. 'सागरवरगंभीरा' પદની સંસ્કૃત છાયા सागरवरादपि गम्भीरतराः એ પ્રમાણે કરે છે. એટલે કે 'गंभीरा' પદને સ્થાને તે 'गम्भीरतराः' એવો પ્રયોગ કરે છે. તે જણાવે છે કે— 'સાગરવર' એટલે સ્વયંભૂરમણ સમુદ્ર. પરીષહો અને ઉપસર્ગો આદિથી ક્ષોભ ન પામતા હોવાથી તેઓ સ્વયંભૂરમણથી પણ વધારે ગંભીર છે.[130] લ. વિ. ઉપર્યુક્ત અર્થને માન્ય રાખે છે પણ તે 'गंभीरा' પદનો અર્થ 'गम्भीरतराः' ન કરતાં 'गम्भीराः' એટલે કે 'ગંભીર' એ પ્રમાણે જ કરેછે.[131]

ચે. વં. મ. ભા., યો. શા. સ્વો. વિ., તથા ધ. સં. લ. વિ.એ જણાવેલ અર્થ જ માન્ય રાખે છે.[132]

---

૧૨૮. आइच्चा दिवसयरा, तेहिं तो वि अहियं पयासयरा ।
लोआलोउज्जोअग केवलनाणप्पगासेण ॥ ६३७ ॥
— ચે. વં મ. ભા., ગા ૬૩૭, પૃ. ૧૧૫.

૧૨૯. आदित्येभ्योऽप्यधिकं प्रकाशकराः, केवलोद्द्योतेन लोकालोकप्रकाशकत्वात् ।
— યો. શા. સ્વો. વિ., પ. ૨૨૮ અ.

૧૩૦. तथा सागरवरादपि गम्भीरतराः, तत्र सागरवरः स्वयम्भूरमणोऽभिधीयते । परीषहोपसर्गाद्यक्षोभ्यत्वात् तस्मादपि गम्भीरतरा इति भावना ।
— આ. હા. ટી., પ. ૫૧૦ આ.

૧૩૧. तस्मादपि गम्भीरा इति भावना ।
— લ. વિ., પૃ. ૪૮.

૧૩૨. सागरवरो समुद्दो, सयंभुरमणो तओवि गम्भीरा ।
— ચે. વં. મ. ભા., ગા. ૬૩૮, પૃ. ૧૧૫.

દે ભા તથા વ વૃ 'सागरवरगम्भीरा' પદનો અર્થ 'સ્વયમ્ભૂરમણ સમુદ્રથી પણ ગભીર' એમ ન કરતા 'સ્વયમ્ભૂરમણસમુદ્રની જેવા ગભીર' એમ કરે છે અને તેથી 'सागरवरगमीरा' પદનો 'सागरवरादपि गम्भीरा' એવો સમાસ ન કરતા 'सागरवर तद्वत् गम्भीरा इति सागरवरगम्भीरा' એ પ્રમાણે કરે છે [133]

**આ રીતે 'સાગરવરગંભીરા' એ પદ, 'સ્વયમ્ભૂરમણ સમુદ્રથી પણ વધારે ગંભીર' યાતો 'સ્વયમ્ભૂરમણ સમુદ્ર જેવા ગંભીર' એ અર્થમાં સિદ્ધ થાય છે.**

सिद्धा सिद्धिं मम दिसंतु-[सिद्धा सिद्धिं मम दिशन्तु]-કૃતકૃત્ય બનેલા તેઓ મને સિદ્ધિ આપો

'सिद्धा' પદનો અર્થ આ હા ટી લ વિ, યો શા સ્વો વિ તથા ધ મ 'કર્મો ચાલ્યા જવાથી કૃતકૃત્ય થયેલા' એ પ્રમાણે કરે છે અને બાકીના પદોનો અર્થ-(તેઓ) 'મને 'સિદ્ધિ' એટલે પરમપદની પ્રાપ્તિને આપો' એ પ્રમાણે કરે છે [134]

ચે વ મ ભા ઉપર્યુક્ત અર્થનેજ માન્ય રાખે છે અને 'सिद्धा'ની વ્યાખ્યા 'निष्ठितार्थाः' (જેમના પ્રયોજનો પૂર્ણ થયા છે તે) એ પ્રમાણે કરે છે [135]

દે ભા તથા વ વૃ सिद्धा પદનો અર્થ, 'જેમના સમગ્ર કર્મો ક્ષીણ થયા છે તે' એ પ્રમાણે કરે છે [136]

આ દિ જણાવે છે કે અહીં 'सिद्धा પદથી મોક્ષમા રહેલા શ્રી જિનેશ્વર ભગવતો લેવા [137]

**આ રીતે सिद्धा सिद्धिं मम दिसंतु એ પદ, 'ઉપર જે વિશેષણો જણાવ્યા તે વિશેષણોથી વિશિષ્ટ શ્રી તીર્થંકર ભગવતો કે જેઓ કૃતકૃત્ય થઈ ગયા છે તેઓ મને સિદ્ધિપદને આપો.' એ અર્થમાં સિદ્ધ થાય છે.**

---

૧૩૩ सागरवर स्वयम्भूरमणाम्भोधिस्तद्वद् गम्भीरा । — દે ભા, પૃ ૩૨૭

૧૩૪ कर्मविगमात् कृतकृत्या इत्यर्थ सिद्धिं परमपदप्राप्तिं 'मम दिसंतु' मम प्रयच्छन्तु इति सूत्रगाथार्थ । । — આ હા ટી, પૃ ૫૧૦ અ

૧૩૫ सिद्ध' त्ति निट्ठियट्ठा ॥६८३॥ — ચે વ મ ભ ગા ૬૩૮, પૃ ૧૧૫

૧૩૬ सिद्धा क्षीणाशेषकर्माण । — દે ભા, પૃ ૩૨૭

૧૩૭ सिद्धा इति जिनाना मुक्तिस्थानामेव नामकीर्तनम् । — અ દિ પૃ ૨૫૮ અ



હે ભા તથા વ વૃ  सागरवरगम्भीरा ' પદનો અર્થ ' સ્વયમ્ભૂરમણ સમુદ્રથી પણ ગભીર' એમ ન કરતા 'સ્વયમ્ભૂરમણસમુદ્રની જેવા ગભીર' એમ કરે છે અને તેથી  सागरवरगम्भीरा ' પદનો ' सागरवरात्पि गम्भीरा  એવો સમાસ ન કરતા सागरवर तद्वत् गम्भारा इति सागरवरगम्भारा ' એ પ્રમાણે કરે છે [૧૩૩]

**આ રીતે ' સાગરવરગભીરા ' એ પદ, ' સ્વયમ્ભૂરમણ સમુદ્રથી પણ વધારે ગંભીર ' યાતો ' સ્વયમ્ભૂરમણ સમુદ્ર જેવા ગભીર ' એ અર્થમાં સિદ્ધ થાય છે.**

**सिद्धा सिद्धिं मम दिसंतु [ सिद्धा सिद्धिं मम दिशन्तु]-કૃતકૃત્ય બનેલા તેઓ મને સિદ્ધિ આપો**

सिद्धा પદનો અર્થ આ હા ટી લ વિ, યો શા સ્વો વિ  તથા ધ મ  'કર્મો ચાલ્યા જવાથી કૃતકૃત્ય થયેલા ' એ પ્રમાણે કરે છે અને બાકીના પદોનો અર્થ-( તેઓ ) 'મને ' સિદ્ધિ ' એટલે પરમપદની પ્રાપ્તિને આપો' એ પ્રમાણે કરે છે [૧૩૪]

ચે વ મ ભા ઉપર્યુક્ત અર્થનેજ માન્ય રાખે છે અને ' सिद्धा 'ની વ્યાખ્યા ' निष्ठितार्था ' ( જેમના પ્રયોજનો પૂર્ણ થયા છે તે ) એ પ્રમાણે કરે છે [૧૩૫]

હે ભા તથા વ વૃ  सिद्धा પદનો અર્થ, 'જેમના સમગ્ર કર્મો ક્ષીણ થયા છે તે' એ પ્રમાણે કરે છે [૧૩૬]

આ દિ જણાવે છે કે અહીં सिद्धा પદથી મોક્ષમા રહેલા શ્રી જિનેશ્વર ભગવતો લેવા [૧૩૭]

**આ રીતે सिद्धा सिद्धिं मम दिसंतु' એ પદ, 'ઉપર જે વિશેષણો જણાવ્યા તે વિશેષણોથી વિશિષ્ટ શ્રી તીર્થંકર ભગવતો કે જેઓ કૃતકૃત્ય થઈ ગયા છે તેઓ મને સિદ્ધિપદને આપો.' એ અર્થમા સિદ્ધ થાય છે.**

---

૧૩૩  सागरवर स्वयम्भूरमणाम्भोधिस्तद्वद् गम्भीरा ।  — હે ભા પૃ ૩૨૭

૧૩૪  कर्मविगमात् कृतकृत्या इत्यर्थ  सिद्धिं परमपदप्राप्तिं  मम दिसंतु  मम प्रयच्छन्तु इति सूत्रगाथार्थ ।  — અ હ ટી પૃ ૫૧૦ અ

૧૩૫  सिद्ध ' त्ति निट्ठियट्ठा  ॥६८३॥  — ચે વ મ ભ  ગા ૬૩૮, પૃ ૧૧૫

૧૩૬  सिद्धा क्षीणाशेषकर्माण ।  — હે ભા  પૃ ૩૨૭

૧૩૭  सिद्धा इति जिनाना मतिरथानामय नामकीर्तनम् ।  — અ દિ પૃ ૨૯૮ અ



જેના દ્વારા તરાય તે તીર્થ." તો આવા જીવોને પણ 'ધર્મતીર્થંકર' કહેવાય. માટે 'લોકોદ્દ્યોતકર' એ વિશેષણ મૂકવું જરૂરી છે અને તે મૂકવાથી કેવલ શ્રી અરિહંત ભગવંતોનું જ ગ્રહણ થાય છે[૬]

**૬. પ્રશ્ન**— 'લોકોદ્દ્યોતકર' અને 'ધર્મતીર્થંકર' વિશેષણનો ઉપયોગ કર્યાપછી 'જિન' વિશેષણ શા માટે?

**ઉત્તર**— જૈનેતર દર્શનો પોતે માનેલ પરમાત્માને 'લોકોદ્દ્યોતકર' તેમજ 'ધર્મતીર્થંકર' માને છે, પરન્તુ સાથે સાથે એમ પણ માને છે કે "પોતે સ્થાપેલ તીર્થને જ્યારે હાનિ પહોંચે છે ત્યારે તે પરમાત્મા પુનઃઅવતાર ધારણ કરી સંસારમાં પાછા આવે છે" તેથી 'જિન'– રાગાદિ શત્રુઓને જીતે તે જિન– એ વિશેષણ મૂકવામાં આવ્યું છે.[૭]

જે તીર્થના રાગથી સંસારમાં પાછા આવે કે અવતાર ધારણ કરે તે 'જિન' ન ગણાય. આ દૃષ્ટિએ 'જિન' વિશેષણ આવશ્યક છે.

**૭. પ્રશ્ન**—'જિન' વિશેષણ મૂકયા પછી 'લોકોદ્દ્યોતકર' તેમજ 'ધર્મતીર્થંકર' વિશેષણની આવશ્યકતા કેવી રીતે?

**ઉત્તર**— શાસ્ત્રોમાં અવધિજ્ઞાની, મનઃપર્યાયજ્ઞાની, કેવલજ્ઞાની તેમજ ચૌદ પૂર્વધરો વગેરેને પણ 'જિન' કહેવામાં આવ્યા છે, હવે જો માત્ર 'જિન' વિશેષણ જ રાખવામાં આવે તો ઉપર્યુક્ત સર્વનો આમાં સમાવેશ થઈ જાય. તેમ ન થાય તે માટે 'લોકોદ્દ્યોતકર' તેમજ 'ધર્મતીર્થંકર' વિશેષણો આવશ્યક છે.[૮]

---

૬. इह लोके येऽपि नद्यादिविषमस्थानेषु सुधिकया धर्मार्थमवतरणतीर्थकरणशीलास्तेऽपि धर्मतीर्थकरा एवोच्यन्ते, तन्माभूदतिमुग्धबुद्धीनां तेषु सम्प्रत्यय इति तदपनोदाय लोकस्योद्द्योतकरानप्याहेति ।

— લ. વિ., પૃ. ૪૩

૭. माभूत्कुनयमतानुसारिपरिकल्पितेषु यथोक्तप्रकारेषु सम्प्रत्यय इत्यतस्तदपोहाय–जिनान् इति, श्रूयते च कुनयदर्शने—

"ज्ञानिनो धर्मतीर्थस्य, कर्तारः परमं पदम् ।
गत्वाऽऽगच्छन्ति भूयोऽपि भवं तीर्थनिकारतः ॥ १ ॥"

इत्यादि तन्नूनं ते न रागादिजेतारः इति, अन्यथा कुतो निकारतः पुनरिह भवांकुरप्रभवो ? बीजाभावात् ।

— લ. વિ., પૃ. ૪૩

૮. इह प्रवचने सामान्यतो विशिष्टश्रुतधरादयोऽपि जिना एवोच्यन्ते, तद्यथा–श्रुतजिनाः अवधिजिनाः मनःपर्यायजिनाः छद्मस्थवीतरागाश्च, तन्माभूत्तेष्वेव सम्प्रत्य इति तद्व्युदासार्थं लोकस्योद्योतकरानित्याद्यप्यदुष्टमिति ।

— લ. વિ., પૃ. ૪૩

તદુપરાંત કલિકાલસર્વજ્ઞ આચાર્ય શ્રી હેમચન્દ્રસૂરિ મહારાજ જણાવે છે કે—

**મિથ્યાદૃષ્ટિઓ માટે પ્રલયકાલના સૂર્યસમાન, સમ્યગ્દૃષ્ટિ આત્માઓ માટે અમૃતના અંજન જેવું અને તીર્થંકરલક્ષ્મીના ભાલસ્થલમાં તિલક જેવું 'ધર્મચક્ર' હે સ્વામી! આપની આગળ ચાલે છે."**[3]

તેમજ શ્રી આશાધરકૃત 'જિનસહસ્રનામ'ની શ્રુતસાગરી ટીકામા 'उक्तं च धर्मचक्र लक्षणदेवनन्दिना' કહીને 'ધર્મચક્ર'ની વ્યાખ્યા નીચે પ્રમાણે આપેલ છે —

**"સ્ફુરાયમાણ હજારો આરાઓથી મનોહર, નિર્મળ મહારત્નોના કિરણોના સમૂહથી વ્યાપ્ત, સૂર્યની કાન્તિના સમૂહનો તિરસ્કાર કરનારું અને શ્રી તીર્થંકર ભગવંતની આગળ ચાલનારું 'ધર્મચક્ર' હોય છે".**[4]

૪. *પ્રશ્ન—શ્રી અરિહંતદેવોને લોક અથવા સમસ્ત વિશ્વના પ્રકાશક કહ્યા પછી 'ધર્મ તીર્થંકર' કહેવાની શી જરૂર છે?*

**ઉત્તર**—'લોક' શબ્દથી 'લોકનો એક ભાગ' એવો અર્થ પણ થાય અને તેવા લોકના (લોકના એક ભાગના) પ્રકાશક તો અવધિજ્ઞાની આદિ તેમજ સૂર્ય ચન્દ્ર પણ હોઈ શકે છે તેવા પ્રકાશક પ્રસ્તુતમા ન લેવા તે માટે 'ધર્મતીર્થંકર'—ધર્મતીર્થના કરનાર—એ વિશેષણ મૂકવામા આવ્યુ છે[5]

**૫. પ્રશ્ન**— धर्मतीर्थंकर' એટલા વિશેષણથી જ કાર્ય ચાલી શકે છે તો પછી 'લોકોદ્દ્યોતકર' એ વિશેષણની શી જરૂર છે? કારણ કે, જે ધર્મતીર્થ સ્થાપે તે લોકનો ઉદ્દ્યોત કરે જ છે

**ઉત્તર**— લોકમા નદી વગેરે વિષમ સ્થાનોમા ઉતરવા માટે કેટલાક ભદ્રિક જીવો ધર્મના હેતુથી ઓવારા વગેરે બનાવે છે અને તેને તીર્થ કહેવામા આવે છે 'तीर्यतेऽनेन इति तीर्थम्-

---

३ मिथ्यादृशां युगान्तार्कः सुदृशाममृताञ्जनम् ।
तिलकं तीर्थकृल्लक्ष्म्याः पुरश्चक्रं तवैधते ॥ १ ॥
—વીતરાગસ્તોત્ર, ચતુર્થ પ્રકાશ, શ્લોક ૧ પૃ ૨૮

४ स्फुरदरसहस्ररुचिरं, विमलमहारत्नकिरणनिकरपरीतम्
प्रहसितसहस्रकिरण द्युतिमण्डल मग्रगामि धर्मसुचक्रम्
— જિનસહસ્રનામ અધ્યાય ૨, શ્લો ૨૭ની ટીકા, પૃ ૧૫૧

५ इह लोकैकदेशोऽपि ग्रामैकदेशो ग्रामवत् लोकशब्दप्रवृत्ते मा भूत् तदुद्द्योतकरेष्ववधि विभङ्गज्ञानिष्वर्कचन्द्रादिषु वा सम्प्रत्यय इत्यतस्तद्व्यवच्छेदार्थं धर्मतीर्थकरानिति । — લ વિ, પૃ ૪૩

જેના દ્વારા તરાય તે તીર્થ." તો આવા જીવોને પણ 'ધર્મતીર્થકર' કહેવાય. માટે 'લોકોદ્દ્યોતકર' એ વિશેષણ મૂકવું જરૂરી છે અને તે મૂકવાથી કેવલ શ્રી અરિહંત ભગવંતોનું જ ગ્રહણ થાય છે[૬]

૬. **પ્રશ્ન**— 'લોકોદ્દ્યોતકર' અને 'ધર્મતીર્થકર' વિશેષણનો ઉપયોગ કર્યા પછી 'જિન' વિશેષણ શા માટે?

**ઉત્તર**— જૈનેતર દર્શનો પોતે માનેલ પરમાત્માને 'લોકોદ્દ્યોતકર' તેમજ 'ધર્મતીર્થકર' માને છે, પરન્તુ સાથે સાથે એમ પણ માને છે કે "પોતે સ્થાપેલ તીર્થને જ્યારે હાનિ પહોંચે છે ત્યારે તે પરમાત્મા પુનઃઅવતાર ધારણ કરી સંસારમાં પાછા આવે છે" તેથી 'જિન'– રાગાદિ શત્રુઓને જીતે તે જિન– એ વિશેષણ મૂકવામાં આવ્યું છે.[૭]

જે તીર્થના રાગથી સંસારમાં પાછા આવે કે અવતાર ધારણ કરે તે 'જિન' ન ગણાય. આ દૃષ્ટિએ 'જિન' વિશેષણ આવશ્યક છે.

૭. **પ્રશ્ન**—'જિન' વિશેષણ મૂકયા પછી 'લોકોદ્દ્યોતકર' તેમજ 'ધર્મતીર્થકર' વિશેષણની આવશ્યકતા કેવી રીતે?

**ઉત્તર**— શાસ્ત્રોમાં અવધિજ્ઞાની, મનઃપર્યાયજ્ઞાની, કેવલજ્ઞાની તેમજ ચૌદ પૂર્વધરો વગેરેને પણ 'જિન' કહેવામાં આવ્યા છે, હવે જો માત્ર 'જિન' વિશેષણ જ રાખવામાં આવે તો ઉપર્યુક્ત સર્વનો આમાં સમાવેશ થઈ જાય. તેમ ન થાય તે માટે 'લોકોદ્દ્યોતકર' તેમજ 'ધર્મતીર્થકર' વિશેષણો આવશ્યક છે.[૮]

---

૬. इह लोके येऽपि नद्यादिविषमस्थानेषु मुग्धिकया धर्मार्थमवतरणतीर्थकरणशीलास्तेऽपि धर्मतीर्थकरा एवोच्यन्ते, तन्माभूदतिमुग्धबुद्धीनां तेषु सम्प्रत्यय इति तदपनोदाय लोकस्योद्द्योतकरानप्याहेति ।

— લ. વિ., પૃ. ૪૩

૭. माभूत्कुनयमतानुसारिपरिकल्पितेषु यथोक्तप्रकारेषु सम्प्रत्यय इत्यतस्तदपोहाय–जिनान् इति, श्रूयते च कुनयदर्शने—

" ज्ञानिनो धर्मतीर्थस्य, कर्तारः परमं पदम् ।
गत्वाऽऽगच्छन्ति भूयोऽपि भवं तीर्थनिकारतः ॥ १ ॥ "

इत्यादि तन्नूनं ते न रागादिजेतारः इति, अन्यथा कुतो निकारतः पुनरिह भवांकुरप्रभवो ? बीजाभावात् ।

— લ. વિ., પૃ. ૪૩

૮. इह प्रवचने सामान्यतो विशिष्टश्रुतधरादयोऽपि जिना एवोच्यन्ते, तद्यथा–श्रुतजिनाः अवधिजिनाः मनःपर्यायजिनाः छद्मस्थवीतरागाश्च, तन्माभूत्तेष्वेव सम्प्रत्यय इति तद्व्युदासार्थं लोकस्योद्योतकरानित्याद्यप्यदुष्टमिति ।

— લ. વિ., પૃ. ૪૩

૮. પ્રશ્ન—'अरिहंत' વિશેષણ શા માટે છે?

ઉત્તર— 'अरिहंत' એ પદ વિશેષણ તરીકે નહીં, પરન્તુ વિશેષ્ય તરીકે મૂકવામા આવેલ છે (ટીકામા 'अरिहंत' પદને વિશેષણ અને 'केवली' પદને વિશેષ્ય કહેલ છે, જ્યારે અન્ય સર્વ ગ્રન્થકારો 'अरिहंत' પદને વિશેષ્ય તરીકે સ્વીકારે છે)

૯. પ્રશ્ન— अरिहंत એ વિશેષ્ય પદને જ માત્ર રાખવામા આવે અને વિશેષણો ન લેવામા આવે તો શો વાધો?

ઉત્તર—અર્થવ્યવસ્થા (નિક્ષેપ)ની દૃષ્ટિએ અરિહંતના ચાર પ્રકાર છે (૧) નામ–અરિહંત (૨) સ્થાપના અરિહંત (૩) દ્રવ્ય–અરિહંત (૪) ભાવ–અરિહંત તે પૈકી માત્ર ભાવ અરિહંત જ અહીં ગ્રાહ્ય છે જો 'अरिहंते' એ વિશેષ્ય પદને જ માત્ર રાખવામા આવે તો નામ–અરિહંત આદિ કોઈ પણ પ્રકારના અરિહંતનુ ગ્રહણ થઈ જાય જ્યારે ઉપર્યુક્ત વિશેષણો મૂકયા બાદ માત્ર ભાવ–અરિહંતનુ જ ગ્રહણ થાય છે, અન્યનુ નહિ [10]

૧૦. પ્રશ્ન—'केवली' પદને જ કાયમ રાખી બાકીના સર્વ પદોને દૂર કરવામા આવે તો કાઈ બાધ આવે ખરો?

ઉત્તર—હા, બાધ આવે, 'केवली' પદથી શ્રુતકેવલી આદિ પણ આવી જાય, માટે બાકીના વિશેષણો મૂકવામા આવ્યા છે આવા વિશેષણોથી વિશિષ્ટ પરમાત્મા તે શ્રી અરિહંત ભગવત જ છે [11]

૧૧. પ્રશ્ન—सुविहिं च पुप्फदंतं પદમા सुविहिं च કહ્યા પછી पुप्फदंतं' કહેવાનુ પ્રયોજન શુ?

ઉત્તર—'પુષ્પદન્ત' એ સુવિધિનાથનુ બીજુ નામ છે શ્રી 'ઠાણાંગ' સૂત્રમા બે તીર્થંકરોને ચન્દ્ર જેવા ગૌર ગણાવતા ચન્દ્રપ્રભ અને પુષ્પદન્ત એમ બે નામ બતાવ્યા છે, ત્યા 'સુવિધિ' નામનો ઉલ્લેખ નથી [12] એટલે 'સુવિધિ' એ વિશેષણ હોવાનુ પ્રતીત થાય છે તે સિવાય 'આવશ્યક નિર્યુક્તિ'મા પણ કેવલ 'પુષ્પદન્ત' નામ જ લેવામા આવેલ છે [13]

अर्हन्तमेव विशिनष्टि भाव इति — લ વિ પૃ ૪૩

१० आह–यद्येवं हन्त तदर्हत इत्येतावदेवास्तु लोकस्योद्द्योतकरानित्यादि पुनरपार्थकं न तस्य नामाद्यनेक भेदत्वात् भावार्हत्संग्रहार्थत्वादिति — લ. વિ., પૃ ૪૪

११ इह श्रुतकेवलिप्रभृतयः अन्येऽपि जिना एव केवलिनः तमाभूत्तेष्वेव सम्प्रत्यय इति तत्प्रतिक्षेपार्थं लोकस्योद्द्योतकरानित्यादि वाऽपि इति — લ વિ પૃ ૪૪

१२ दो तित्थगरा चन्दगोरा वण्णेणं पण्णत्ता तंजहा चन्दप्पभ चेव पुप्फदंत चेव ।
— ઠાણાંગ સૂત્ર ઠાણ ૨, ઉદ્દેશ ૪ સૂત્ર ૧૦૮, પૃ ૯૮ આ

१३ सुविहि पुप्फदन्त सीयल — આ નિ., ગા ૩૭૦
सुविहि पुप्फदन्त सम्भिगा — આ નિ, ગા ૩૭૬

જ્યારે બીજી તરફ શ્રે. વં. મ. ભા.માં 'સુવિધિ' એ નામ છે અને 'પુષ્પદંત' એ વિશેષણ છે એમ કહેલ છે[14] અને મતાન્તર તરીકે "કેટલાક પુષ્પદંતને વિશેષ્ય માને છે અને સુવિધિને વિશેષણ માને છે" એ વાત ટાંકવામાં આવી છે.[15] ગમે તે એકને વિશેષણ બનાવી બીજાને વિશેષ્ય તરીકે લેવાય તેમાં વાંધો નથી. જે રીતે 'લોગસ્સ સૂત્ર'માં શ્રી સુવિધિનાથ ભગવંત માટે બે નામનો એક સાથે પ્રયોગ કરવામાં આવ્યો છે, તેવી જ રીતે શ્રી 'સમવાયાંગ' સૂત્રમાં પણ તેવો જ પ્રયોગ કરવામાં આવેલ છે.[16]

**૧૨. પ્રશ્ન**—'લોગસ્સ સૂત્ર'માં જે ચોવીસ અરિહંત ભગવંતોને નામ નિર્દેશપૂર્વક નમસ્કાર કરવામાં આવેલ છે, તે ચોવીસ જિનેન્દ્રોના નમસ્કારને સંક્ષિપ્ત તેમ જ વિસ્તૃત રીતે મન્ત્ર તરીકે પણ પૂર્વાચાર્યોએ નિર્દેશેલ છે તે વાત સત્ય છે? અને તેનો ઉલ્લેખ ક્યાં પ્રાપ્ત થાય છે?

**ઉત્તર**—હા, તે વાત સત્ય છે. આચાર્ય શ્રી શાન્તિસૂરિકૃત 'બૃહત્શાન્તિ'માં શ્રી અરિહંત ભગવંતોની પુણ્યાહ વાચના માટે

'ॐ पुण्याहं पुण्याहं प्रीयन्तां प्रीयन्तां भगवन्तोऽर्हन्तः सर्वज्ञाः सर्वदर्शिनस्त्रिलोकनाथास्त्रिलोकमहितास्त्रिलोकपूज्यास्त्रिलोकेश्वरास्त्रिलोकोद्योतकराः' – આ વિશેષણોથી પીઠિકા બાંધીને "ॐ ऋषभ अजित संभव......वर्धमानान्ताः जिनाः शान्ताः शान्तिकराः भवन्तु स्वाहा" ને શાંતિપાઠ તરીકે આપવામાં આવ્યો છે, તેથી એ મંત્ર–પાઠ છે.

આ પાઠ સર્વ તીર્થંકરોના નામગ્રહણપૂર્વક હોવાથી લોગસ્સ સૂત્રની બીજી, ત્રીજી અને ચોથી ગાથાની જેમ વિસ્તારપૂર્વક નામ નિર્દેશ કરે છે, તે મંત્રાત્મક છે. તદુપરાંત :–

કલિકાલસર્વજ્ઞ આચાર્યશ્રી શ્રી હેમચંદ્રસૂરિએ યોગશાસ્ત્રના આઠમા પ્રકાશના શ્લો. ૭૨ના વિવરણમાં આ વાત જણાવતાં લખ્યું છે કે :— "श्रीमदृषभादि वर्धमानान्तेभ्यो नमो नमः" આ મંત્રનું કર્મોના સમૂહની શાન્તિ માટે ચિન્તન કરવું. આ મંત્રમાં પ્રથમ અને ચરમ તીર્થંકરના નામકરણથી 'आद्यन्तयोर्ग्रहणे मध्यस्यापि ग्रहणम्' એ ન્યાયે ચોવીસે ય તીર્થંકરોનો નિર્દેશ થઈ જાય છે.

**૧૩. પ્રશ્ન**— દરેક ઉત્સર્પિણી તથા અવસર્પિણીમાં ચોવીસ તીર્થંકરો જ હોય છે આનો હેતુ શો?

**ઉત્તર**— દરેક ઉત્સર્પિણી તથા અવસર્પિણીમાં શ્રી જિનેશ્વર ભગવંત જેવા ત્રણ લોકના

---

૧૪. सुविही नामं विसेसणं बीयं — શ્રે. વં. મ. ભા., ગા. ૫૭૧, પૃ. ૧૦૩

૧૫. अन्ने एयं नामं, सुविहिन्न विसेसणं देंति । — શ્રે. વં. મ. ભા., ગા. ૫૭૩, પૃ. ૧૦૪

૧૬. सुविहिस्स णं पुप्फदंतस्स अरहओ छलसीइ गणा — સમવાયાંગ સૂત્ર, સૂત્ર ૮૬, પ. ૯૨ આ.

નાથને જન્મવા લાયકનો માત્ર શ્રેષ્ઠ ઉચ્ચાવાળો સમય ચોવીસ જ વખત આવે છે તેથી જ દરેક ઉત્સર્પિણી અને અવસર્પિણીમા ચોવીસ ચોવીસ જ તીર્થંકરો થાય છે

સિદ્ધચક્ર પાક્ષિક, વર્ષ-૧, અંક ૮, પૃ ૨૧૦

૧૪. પ્રશ્ન— 'ચતુર્વિંશતિસ્તવ' અધ્યયનમા શ્રી તીર્થંકર ભગવંતોનુ જ ગુણોત્કીર્તન શા માટે?

ઉત્તર— શ્રી તીર્થંકર ભગવંતો

(૧) પ્રધાન રીતે કર્મક્ષયનુ કારણ હોવાથી,

(૨) પ્રાપ્ત થયેલ બોધિની વિશુદ્ધિમા હેતુ હોવાથી,

(૩) ભવાંતરમા બોધિનો લાભ કરાવનાર હોવાથી અને

(૪) સાવદ્યયોગોની વિરતિના ઉપદેશકપણાને લીધે ઉપકારી હોવાથી

શ્રી 'ચતુર્વિંશતિસ્તવ'મા તે ભગવંતોના ગુણોનુ ઉત્કીર્તન કરાયુ છે[૧૭]

૧૫ પ્રશ્ન— ચતુર્વિંશતિસ્તવનુ ફળ શુ?

ઉત્તર— શ્રી 'ઉત્તરજ્ઝયણ સુત્ત'મા "ચતુર્વિંશતિ સ્તવનુ ફળ શું?" એવા પ્રશ્નના ઉત્તરમા સૂત્રકારે જણાવ્યુ છે કે ચતુર્વિંશતિસ્તવથી જીવ સમ્યક્ત્વની શુદ્ધિને પ્રાપ્ત કરે છે[૧૮]

તદુપરાંત શ્રી 'ચઉસરણ પઈન્નય'મા પણ જણાવ્યુ છે કે–

'શ્રી જિનવરેન્દ્રોના અતિ અદ્‌ભુત ગુણકીર્તન સ્વરૂપ ચતુર્વિંશતિસ્તવથી દર્શનાચારની વિશુદ્ધિ થાય છે'[૧૯]

૧૭ उक्कित्तणत्ति द्वितीये चतुर्विंशतिस्तवाध्ययने प्रधानकर्मक्षयकारणत्वात् बोधिविशुद्धिहेतुत्वात् पुनर्बोधिलाभ फलत्वात् सावद्ययोगविरत्युपदेशकत्वेनोपकारित्वाच्च तीर्थंकराणां गुणोत्कीर्तनार्थाधिकारः ।

— અણુઓગદ્દાર સુત્ત મલધારી હેમચંદ્રસૂરિ કૃત વૃત્તિ પ ૪૩ આ

૧૮ चउव्वीसत्थएणं भंते ? जीवे किं जणयइ ? चउवीसत्थएणं दंसणविसोहिं जणयइ ॥ ११ ॥

— ઉત્તરજ્ઝયણ સુત્ત અધ્યયન ૨૮ સૂત્ર-૧૧

૧[૯] दंसणायारविसोही चउवीसायत्थएण किज्जइ य ।
अच्चब्भुअगुणकित्तण रूवेण जिणवरिंदाणं ॥ ३ ॥ — ચઉસરણપઇણ્ણય ગા ૩



## चउवीसत्थय-सुत्तं

### (चत्तुर्विंशति-जिनस्तवः)

## 'लोगस्स'-सूत्र

(सिलोगो)

लोगस्स उज्जोअगरे, धम्मतित्थयरे जिणे।
अरिहंते कित्तइस्सं चउवीसं पि केवली ॥ १॥

(गाहा)

उसभमजिअं च वंदे, संभवमभिणंदण च सुमइं च।
पउमप्पहं सुपासं, जिणं च चंदप्पहं वंदे॥ २॥
सुविहिं च पुप्फदंतं, सीअल-सिज्जंस-वासुपुज्जं च।
विमलमणतं च जिणं, धम्मं संतिं च वंदामि॥ ३॥
कुंथु अरं च मल्लिं, वंदे मुणिसुव्वयं नमिजिणं च।
वंदामि रिट्ठनेमिं, पासं तह वद्धमाणं च॥ ४॥
एव मए अभिथुआ, विहुय-रय-मला पहीण-जर-मरणा।
चउवीसं पि जिणवरा, तित्थयरा मे पसीयंतु॥ ५॥
कित्तिय-वंदिय-महिया, जेए लोगस्स उत्तमा सिद्धा।
आरुग्ग-बोहि-लाभं, समाहिवरमुत्तमं दितु॥ ६॥
चंदेसु निम्मलयरा, आइच्चेसु अहियं पयासयरा।
सागरवरगंभीरा, सिद्धा सिद्धिं मम दिसंतु॥ ७॥

चतुर्दशरज्जुस्वरूप लोकनी प्रतिछाया उपर श्री लोगस्स सूत्रनो पाठ
( सुशोभन सहित )

નાથને જન્મવા લાયકનો સાત ગ્રહ ઉચ્ચાવાળો સમય ચોવીસ જ વખત આવે છે. તેથી જ દરેક ઉત્સર્પિણી અને અવસર્પિણીમાં ચોવીસ ચોવીસ જ તીર્થંકરો થાય છે.

સિદ્ધચક્ર પાક્ષિક, વર્ષ-૧, અંક ૯, પૃ ૨૧૦

૧૪. પ્રશ્ન— 'ચતુર્વિંશતિસ્તવ' અધ્યયનમાં શ્રી તીર્થંકર ભગવંતોનું જ ગુણોત્કીર્તન શા માટે ?

ઉત્તર— શ્રી તીર્થંકર ભગવંતો

(૧) પ્રધાન રીતે કર્મક્ષયનું કારણ હોવાથી,

(૨) પ્રાપ્ત થયેલ બોધિની વિશુદ્ધિમાં હેતુ હોવાથી,

(૩) ભવાંતરમાં બોધિનો લાભ કરાવનાર હોવાથી અને

(૪) સાવદ્યયોગોની વિરતિના ઉપદેશકપણાને લીધે ઉપકારી હોવાથી

શ્રી 'ચતુર્વિંશતિસ્તવ'માં તે ભગવંતોના ગુણોનું ઉત્કીર્તન કરાયું છે.[૧૭]

૧૫ પ્રશ્ન— ચતુર્વિંશતિસ્તવનું ફળ શું ?

ઉત્તર— શ્રી 'ઉત્તરજ્ઝયણ સુત્ત'માં "ચતુર્વિંશતિ સ્તવનું ફળ શું ?" એવા પ્રશ્નના ઉત્તરમાં સૂત્રકારે જણાવ્યું છે કે-ચતુર્વિંશતિસ્તવથી જીવ સમ્યક્ત્વની શુદ્ધિને પ્રાપ્ત કરે છે[૧૮]

તદુપરાંત શ્રી 'ચઉમરણ પઇન્નય'માં પણ જણાવ્યું છે કે-

'શ્રી જિનવરેન્દ્રોના અતિ અદ્ભુત ગુણકીર્તન સ્વરુપ ચતુર્વિંશતિસ્તવથી દર્શનાચારની વિશુદ્ધિ થાય છે.'[૧૯]

---

૧૭ उत्कीर्तनमिति-द्वितीये चतुर्विंशतिस्तवाध्ययने प्रधानकर्मक्षयकारणत्वात् प्राप्तबोधिविशुद्धिहेतुत्वात्, पुनर्बोधिलाभफलत्वात् सावद्ययोगविरत्युपदेशकत्वेनोपकारित्वाच्च तीर्थकराणां गुणोत्कीर्तनार्थाधिकारः ।
— અણુઓગદ્દાર સુત્ત, મલધારી હેમચંદ્રસૂરિ કૃત વૃત્તિ, પ ૪૩ આ.

૧૮. चउवीसत्थएणं भंते ! जीवे किं जणयइ ? चउवीसत्थएणं दंसणविसोहिं जणयइ ॥ ११ ॥
— ઉત્તરજ્ઝયણ સુત્ત, અધ્યયન ૨૮, સૂત્ર-૧૧

૧૯ दंसणयारविसोही, चउवीसायत्थएण किज्जइ य ।
अच्चब्भुअगुणकित्तण रूवेण जिणवरिंदाणं ॥ ३ ॥ — ચઉમરણપઇણ્ણય, ગા. ૩



## चउवीसत्थय-सुत्तं

(चतुर्विंशति-जिनस्तवः)

## 'लोगस्स'-सूत्र

(सिलोगो)

लोगस्स उज्जोअगरे, धम्मतित्थयरे जिणे।
अरिहंते कित्तइस्सं चउवीसं पि केवली ॥ १ ॥

(गाहा)

उसभमजिअं च वंदे, संभवमभिणंदण च सुमइं च।
पउमप्पहं सुपासं, जिणं च चंदप्पहं वंदे ॥ २ ॥
सुविहिं च पुप्फदंतं, सीअल-सिज्जंस-वासुपुज्जं च।
विमलमणंतं च जिणं, धम्मं संतिं च वंदामि ॥ ३ ॥
कुंथुं अरं च मल्लिं, वंदे मुणिसुव्वयं नमिजिणं च।
वंदामि रिट्ठनेमिं, पासं तह वद्धमाणं च ॥ ४ ॥
एवं मए अभिथुआ, विहुय-रय-मला पहीण-जर-मरणा।
चउवीसं पि जिणवरा, तित्थयरा मे पसीयंतु ॥ ५ ॥
कित्तिय-वंदिय-महिया, जेए लोगस्स उत्तमा सिद्धा।
आरुग्ग-बोहि-लाभं, समाहिवरमुत्तमं दितु ॥ ६ ॥
चंदेसु निम्मलयरा, आइच्चेसु अहियं पयासयरा।
सागरवरगंभीरा, सिद्धा सिद्धिं मम दिसंतु ॥ ७ ॥

चतुर्दश रज्जुस्वरूप लोकनी प्रतिच्छाया उपर श्री लोगस्स सूत्रनो पाठ
( सुशोभन सहित )

# અર્થસંકલના

પંચાસ્તિકાયનો કેવલજ્ઞાન રૂપી દીપકથી પ્રકાશ કરવાના સ્વભાવવાળા; સર્વ જીવોની પોતપોતાની ભાષામાં પરિણામ પામનારી અનુપમવાણીદ્વારા ધર્મતીર્થનું સ્થાપન કરવાના સ્વભાવવાળા; રાગ, દ્વેષ આદિ આન્તર શત્રુઓને જીતનારા અને જેમને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું છે એવા ચોવીસેય તેમજ બીજા પણ ( અન્યક્ષેત્રમાં થયેલા ) અર્હતોને હું નામોચ્ચારણપૂર્વક સ્તવીશ. ૧

ઋષભદેવને અને અજિતનાથને હું વંદું છું. સંભવનાથને, અભિનન્દન સ્વામીને અને સુમતિનાથને અને પદ્મપ્રભ સ્વામીને, સુપાર્શ્વજિનને અને ચન્દ્રપ્રભ સ્વામીને હું વંદું છું. ૨

સુવિધિનાથ કે જેમનું બીજું નામ 'પુષ્પદંત' છે તેમને, શીતલનાથને, શ્રેયાંસનાથને અને વાસુપૂજ્ય સ્વામીને, વિમલનાથને અને અનન્તજિનને, ધર્મનાથને અને શાન્તિનાથને હું વંદન કરું છું. ૩

કુન્થુનાથને, અરનાથને અને મલ્લિનાથને હું વંદું છું. મુનિસુવ્રત સ્વામીને અને નમિજિનને હું વંદું છું. અરિષ્ટનેમિને, પાર્શ્વનાથને અને વર્ધમાન સ્વામીને હું વંદન કરું છું. ૪

ઉપર્યુક્ત વિધિથી મારાવડે નામથી કીર્તન કરાયેલા, જેમણે વર્તમાનમાં બંધાતાં અને ભૂતકાળમાં બંધાયેલાં કર્મો દૂર કર્યાં છે, અને જેમનાં જરામરણ સંપૂર્ણ રીતે નષ્ટ થયેલાં છે એવા ચોવીસેય તેમજ અન્ય પણ કેવળજ્ઞાની શ્રી તીર્થંકર ભગવંતો મારા પર પ્રસન્ન થાઓ. ૫

પોતપોતાના નામથી સ્તવાયેલા, મન-વચન-કાયા વડે વંદાયેલા અને પુષ્પો આદિથી પુજાયેલા, જે સુર અસુર આદિ રૂપ લોકને પ્રત્યક્ષ છે, લોકમાં ઉત્તમ છે અને કૃતકૃત્ય થયેલા છે તેઓ ( શ્રી તીર્થંકર ભગવંતો ) મને આરોગ્ય ( સિદ્ધપણું ) પ્રાપ્ત કરવા માટે બોધિલાભ અને શ્રેષ્ઠ ભાવસમાધિ આપો. ૬

ચન્દ્રો કરતાં પણ વધારે નિર્મળ, સૂર્યો કરતાં પણ વધારે પ્રકાશ કરનારા, સ્વયમ્ભૂરમણ સમુદ્ર કરતાં પણ ગમ્ભીર અને કૃતકૃત્ય થયેલા તેઓ ( શ્રી તીર્થંકર ભગવંતો ) મને સિદ્ધિ-મોક્ષ-આપો. ૭



# ટિપ્પણ

लोगस्स उज्जोअगरे—

'લોક' શબ્દથી અહીં 'પચાસ્તિકાયાત્મક લોક' સમજવાનો છે[1] 'પચાસ્તિકાય' એટલે (૧) 'ધર્મ' (ધર્માસ્તિકાય), (૨) 'અધર્મ' (અધર્માસ્તિકાય) (૩) 'આકાશ' (આકાશાસ્તિકાય) (૪) 'પુદ્દગલ' (પુદ્ગલાસ્તિકાય) અને (૫) 'આત્મા' (જીવાસ્તિકાય)—

(૧) 'ધર્મ' (ધર્માસ્તિકાય) એટલે ગતિશીલ પુદ્દગલો અને જીવોને ગતિમા નિમિત્ત થનારુ અરૂપી દ્રવ્ય પાણીમા તરી રહેલી માછલીનુ ઉદાહરણ વિચારવાથી તે વાત સ્પષ્ટ રીતે સમજાય છે માછલીમા તરવાની શક્તિ રહેલી છે અને પાણી તેને સહાયક બને છે, તે જ રીતે પુદ્દગલો અને જીવો ગતિ કરવામા સમર્થ છે તેઓને ધર્મરૂપી દ્રવ્ય ગતિમા નિમિત્ત બને છે

(૨) 'અધર્મ' (અધર્માસ્તિકાય) એટલે પુદ્દગલો અને જીવોને સ્થિર રહેવામા (સ્થિતિમા) નિમિત્ત થનારુ અરૂપી દ્રવ્ય સ્થિર રહેવાની ઈચ્છાવાળા મનુષ્યને સ્થિર રહેવામા જે રીતે શય્યા તથા આસન સહાયભૂત થાય છે, તે રીતે આ દ્રવ્ય પુદ્દગલો તથા જીવોને સ્થિર રહેવામા નિમિત્તભૂત થાય છે

(૩) 'આકાશ' (આકાશાસ્તિકાય)નુ લક્ષણ અવગાહ પ્રદાન મનાયું છે બીજા દ્રવ્યોને પોતામા સ્થાન આપવું એ આકાશનુ કાર્ય છે આકાશ દ્રવ્ય સ્વરૂપથી એક અને અખંડ છે છતા વ્યવહારથી તેના બે ભેદો ગણાય છે (૧) 'લોકાકાશ' અને (૨) 'અલોકાકાશ' જેટલા ભાગમા 'ધર્મ' (ધર્માસ્તિકાય) અને 'અધર્મ' (અધર્માસ્તિકાય) છે અને તેને લીધે જ્યા સુધી પુદ્ગલો અને જીવો ગતિ અને સ્થિતિ કરી શકે છે, તેટલા ભાગને લોક સંબધી આકાશ અર્થાત્ 'લોકાકાશ' કહેવાય છે, અને જેટલા ભાગમા માત્ર આકાશ સિવાય બીજુ એક પણ દ્રવ્ય નથી, તે 'અલોકાકાશ' કહેવાય છે 'આકાશ' અનન્ત છે

(૪) 'પુદ્દગલ' (પુદ્ગલાસ્તિકાય) એટલે પૂરણ અને ગલનસ્વભાવવાળુ, અણુ અને સ્કન્ધરૂપ તેમ જ વર્ણાદિગુણવાળુ દ્રવ્ય પૂરણ એટલે ભેગા થવું અથવા એકબીજા સાથે જોડાવુ અને ગલન એટલે છૂટા પડવુ 'વર્ણાદિ-ગુણ'મા 'વર્ણ, ગધ, રસ, સ્પર્શ અને શબ્દ'નો સમાવેશ થાય છે

---

૧ अयं चह तावत् पञ्चास्तिकायात्मकोगृह्यत । — આ હા ટી, પ ૪૮૪ અ

कटिस्थकरवैशाखस्थानकस्थनराकृतिः लोकः



ચૌદરાજલોકનો આકાર કેડે બન્ને હાથ રાખીને બે પગ પહોળા કરી ટટ્ટાર ઉભેલા પુરૂષ જેવો છે.

(૫) 'જીવ' (જીવાસ્તિકાય) એટલે શરીરથી ભિન્ન, ચૈતન્ય ગુણવાળો આત્મા. જીવનશક્તિ ધારણ કરવાના ગુણને લીધે તે 'જીવ' કહેવાય છે. જીવતો હતો, જીવે છે અને જીવશે તે 'જીવ'. "ઉપયોગ, અનાદિ-નિધનતા, શરીર-પૃથક્ત્વ, કર્મ-કર્તૃત્વ, કર્મ-ભોક્તૃત્વ, અરૂપીપણુ આદિ" અનેક લક્ષણોથી તે યુક્ત છે. આ જીવનની ક્રિયા જેના વડે શક્ય બને છે, તેવા જીવંત શરીરને પણ ઉપચારથી 'જીવ' કહેવામાં આવે છે.

આ પાંચ દ્રવ્યો 'અસ્તિકાય' કહેવાય છે. આ દ્રવ્યો જેટલા ભાગમાં સાથે રહેલાં છે તેટલો ભાગ 'લોક' કહેવાય છે. પાંચે 'અસ્તિકાયો' લોકમાં સર્વત્ર વ્યાપ્ત છે. તેથી 'લોક' પંચાસ્તિકાયાત્મક કહેવાય છે: તે 'લોક'નો સામાન્ય પરિચય ત્રણ વિભાગથી અને વિશેષ પરિચય ચૌદ વિભાગથી થાય છે. ત્રણ વિભાગ તે 'ઊર્ધ્વલોક, તિર્યગ્ લોક અને અધોલોક'. ચૌદ વિભાગ તે ચૌદ 'રાજલોક' છે. તે ચૌદ 'રાજલોક'નો પરિચય નીચે મુજબ છેઃ-

ચૌદ 'રાજલોક'નો આકાર કેડે બન્ને હાથ રાખીને બે પગ પહોળા કરી ટટ્ટાર ઉભેલા પુરુષ જેવો છે. તેમાં પગથી કેડ સુધીનો ભાગ તે 'અધોલોક' છે. નાભિ પ્રદેશ તે 'તિર્યગ્લોક' છે, અને ઉપરનો ભાગ તે 'ઊર્ધ્વલોક' છે. તે તમામ ઊંચાઈના ચૌદ સરખા ભાગ કલ્પવા તે ચૌદ 'રાજ' અથવા ચૌદ 'રજ્જુ' કહેવાય છે અને તેવા ચૌદ રાજપ્રમાણ જે લોક તે ચૌદ 'રાજલોક' કહેવાય છે. એક રાજનું માપ ઘણું મોટું હોવાથી તે યોજનોની સંખ્યા વડે દર્શાવી શકાય તેવું નથી, એટલે તેને ઉપમા વડે દર્શાવવામાં આવ્યું છે, જેમ કે નિમિષ માત્રમાં લાખ યોજન જનારો દેવ છ માસમાં જેટલું અન્તર વટાવે, તે 'રજ્જુ.' અથવા ૩,૮૧,૨૭,૯૭૦ મણનો એક ભાર એવા એક હજાર ભારવાળા તપેલા ગોળાને જોરથી ફેંકવામાં આવે અને તે ગતિ કરતો કરતો છ માસમાં જેટલું અંતર કાપે તે 'રજ્જુ.' આ માપ પણ બાલજીવોને સમજવા પૂરતું છે, કેમકે આ રીતે પણ સંખ્યાતા યોજન જ થાય, જ્યારે એક 'રજ્જુ' અસંખ્યાતા યોજનનો છે. અવકાશમાં રહેલા પદાર્થોની ગણતરીમાં હાલના વૈજ્ઞાનિકો પણ આવા ઉપમાનોથી જ તેમની ગણતરી રજૂ કરે છે.

સાત રાજથી કંઈક વધારે ભાગમાં 'અધોલોક' છે અને સાત રાજથી કંઈક ઓછા ભાગમાં 'ઊર્ધ્વલોક' છે. વચ્ચેના નવસો યોજનનો ભાગ-જે નીચેથી રાજનો ક્રમ ગણતાં આઠમા રાજમાં આવે છે, તે 'તિર્યગ્-લોક' કહેવાય છે.

ચૌદ રાજલોકમાં સૌથી ઉપર 'સિદ્ધશિલા' છે. તેની નીચે પાંચ 'અનુત્તર વિમાનો,' તેની નીચે નવ 'ગ્રૈવેયક', તેની નીચે બાર 'દેવલોકો', તેની નીચે 'જ્યોતિષ્-ચક્ર' (ચન્દ્ર-સૂર્યાદિ) અને તેની નીચે 'મનુષ્યલોક' છે. આટલાં સ્થાનો સાત રાજલોકમાં સમાયેલાં છે. તેની નીચે અનુક્રમે 'વ્યંતર,' 'વાણ વ્યંતર' અને 'ભવનપતિ' દેવોનાં સ્થાનો અને 'ઘર્મા' પૃથ્વીનાં પ્રતરો એકબીજાને આંતરે છે અને તેની નીચે 'વંશા, શૈલા, અંજના, રિષ્ટા, મઘા અને માઘવતી' નામના વિભાગો છે. જેમાં અનુક્રમે સાત નરકો સમાયેલાં

છે 'ધર્મા 'મા પહેલુ નરક છે યાવત્ 'માઘવતી'મા સાતમુ નરક છે આ રીતે 'લોક' શબ્દ ષડ દ્રવ્યનો પ્રદર્શક હોવા સાથે 'પચાસ્તિકાય' કે ચૌદ 'રાજલોક'નો પણ પ્રદર્શક છે

ધમ્મતિ થયરે —

શ્રી 'મહાનિસીહ' સૂત્રમા 'ધર્મતીર્થંકર' અગે નીચે પ્રમાણે ઉલ્લેખ પ્રાપ્ત થાય છે [२]

હે ગૌતમ ! પૂર્વે જેનો શબ્દાર્થ વર્ણવવામા આવ્યો છે એવા જે કોઈ ધર્મતીર્થંકર શ્રી અર્હત્ ભગવતો હોય છે તેઓ પરમપૂજ્યોના પણ પૂજ્યતર હોય છે, કારણ કે, તે સઘળાય નીચે જણાવેલા લક્ષણોથી લક્ષિત હોય છે

અચિન્ત્ય, માપી ન શકાય, જેને કોઈની સાથે સરખાવી પણ ન શકાય, જેના સમાન બીજા કોઈ નથી એવા શ્રેષ્ઠતર ગુણોના સમૂહોથી યુક્ત તે ભગવતો હોવાથી ત્રણે લોકના જીવોને મહાન કરતાય મહાન-અતિમહાન-આનદને તેઓ ઉત્પન્ન કરનારા હોય છે તેમજ જન્માન્તરમા એકઠો કરેલ જે વિશાલ પુણ્યનો સમૂહ તેનાથી ઉપાર્જિત કરેલ શ્રી તીર્થંકર નામ કર્મના ઉદયથી, જેવી રીતે દીર્ઘ ગ્રીષ્મઋતુના તાપથી અતિશય ખિન્ન બની ગયેલા મયૂરોના સમૂહો ને પ્રથમ મેઘ પોતાની શીતલ જલધારાથી શાન્ત કરે છે, તેવી રીતે ભવ્ય જીવોને પરમહિતોપદેશ આપવા વડે ગાઢ રાગ, દ્વેષ, મોહ મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, દુષ્ટ અને ક્લિષ્ટ અધ્યવસાયો આદિથી પેદા કરેલ તેમના અશુભ એવા જે ઘોર પાપકર્મો તે રૂપી તાપ અને સંતાપને શાંત કરે છે

તેઓ સકલ પદાર્થોના જ્ઞાતા હોય છે

અનેક જન્મોમા એકઠો કરેલ જે મહાન પુણ્યનો સમૂહ તેનાથી ઉપાર્જિત કરેલ અતુલ બળ, અતુલ વીર્ય, અતુલ ઐશ્વર્ય અતુલ સત્ત્વ અને અતુલ પરાક્રમથી તેમનો દેહ અધિષ્ઠિત હોય છે

२ तेणं कारणं तेणं समएणं गोयमा ! जे केइ पुव्ववावन्नियसद्दे ये अरहंते भगवंते धम्मति थगरे भवेज्जा से णं परमपुज्जाणं पि पुज्जयरे भवेज्जा जओ ण ते सव्वेवि एयलक्खणसमन्निए भवेज्जा तं जहा—

अचिंतअप्पमेयनिरुवमाणण्णसरिसपवरयरुत्तमगुणोहाहिट्ठियत्तेण तिण्हं पि लोगाण सजणियगुरुयमहंतमाणसाणंदे तहा य जम्मंतरसंचियगुरुयपुण्णपब्भारसविढत्ततित्थयरनामकम्मोदएणं दीहरगिम्हायवसंतावकिलंतसिहिउलाणं व पढमपाउसधाराभरवरिसनघणसंतावमिव परमहिओवएसपयाणाइणा घणरागदोसमोहमिच्छत्ताविरइपमायदुट्ठकिलिट्ठज्झवसायाइसमज्जियासुहघोरपावकम्मायवसंतावस्स निण्णासगे भव्वसत्ताणं सव्वन्नू अणेगजम्मंतरसविढत्तगुरुय पुण्णपब्भाराइसयबलेणं समज्जियाउलबलवीरियएसरियसत्तपरक्कमाहिट्ठियतणू मुक्कतं [illegible] सयलगइनगत्तचं[illegible] गूरिए इव पायडपायव [illegible] सयलाण पि [illegible] सुरलोगाणं सोहग्गकंतिदित्तिलावन्नरूवसमुन्नसिरीए— साहाविय [illegible] भवग

તેમના મનોહર દેદીપ્યમાન પગના અંગૂઠાના અગ્રભાગનું પણ રૂપ એટલું બધું હોય છે કે સૂર્ય જેમ દશે દિશામાં પ્રકાશથી સ્ફુરાયમાન પ્રકટ પ્રતાપી કિરણોના સમૂહથી સર્વગ્રહ નક્ષત્ર અને ચન્દ્રની પંક્તિને નિસ્તેજ બનાવી દે છે તેમ તેઓ પોતાના તેજથી સર્વ વિદ્યાધરો, દેવીઓ, દેવેન્દ્ર તથા દાનવેન્દ્ર સહિત દેવગણોના સૌભાગ્ય, કાન્તિ, દીપ્તિ, લાવણ્ય અને રૂપની શોભાને ઢાંકી દે છે (નિસ્તેજ બનાવી દે છે). સ્વાભાવિક (૪) કર્મક્ષયજનિત (૧૧) તથા દેવકૃત (૧૯) એવા ચોત્રીશ અતિશયોના તે ધારક હોય છે અને તે ચોત્રીશ અતિશયો એવા શ્રેષ્ઠ નિરૂપમ અને અનન્યસદૃશ હોય છે કે તેનાં દર્શન કરવાથી ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષ્ક, વૈમાનિક, અહમિન્દ્ર, ઈન્દ્ર, અપ્સરા, કિન્નર, નર, વિદ્યાધર અને સુર તથા અસુર સહિત જગતના જીવોને એટલું બધું આશ્ચર્ય થાય છે કે—

'અહો અહો અહો આપણે કોઈ દિવસ નહીં જોયેલું આજે જોયું.' એક જ વ્યક્તિમાં એક સાથે એકત્રિત થયેલો અતુલ, મહાન, અચિન્ત્ય પરમ આશ્ચર્યોનો સમૂહ આજે આપણે જોયો એવા વિચારથી આનંદિત થયેલા હર્ષ અને અનુરાગથી સ્ફુરાયમાન થતા નવા નવા પરિણામોથી પરસ્પર અત્યંત હર્ષના ઉદ્‌ગારો કાઢે છે અને વિહાર કરીને ભગવાન આગળ ચાલ્યા ગયા પછી પોતાના આત્માની નિંદા કરે છે કે 'અમને ધિક્કાર છે, અમે અધન્ય છીએ, અમે પુણ્યહીન છીએ.' ભગવાન ચાલ્યા ગયા પછી તેમના હૃદયને ખૂબ ક્ષોભ થવાથી તેઓ મૂર્ચ્છિત થઈ જાય છે અને મહામુશીબતે તેમનામાં ચૈતન્ય આવે છે. તેમનાં ગાત્ર અત્યંત શિથિલ થઈ જાય છે. આકુંચન, પ્રસારણ, ઉન્મેષ, નિમેષ આદિ શારીરિક વ્યાપારો બંધ પડી જાય છે. નહીં ઓળખાતા અને સ્ખલના પામતા મંદ મંદ દીર્ઘ હુંકારોથી મિશ્રિત દીર્ઘ, ઉષ્ણ, બહુ નિસાસાથી જ માત્ર બુદ્ધિશાળીઓ સમજી શકે છે કે તેમનામાં મન (ચૈતન્ય) છે. જગતના જીવો ભગવાનની ઋદ્ધિ જોઈને એક માત્ર વિચાર કરે છે કે—આપણે એવું કયું તપ કરીએ કે જેથી આપણને પણ આવી પ્રવર ઋદ્ધિ પ્રાપ્ત થાય. ભગવાનને જોતાં જ તેઓ પોતાના વક્ષસ્થલ પર હાથ મૂકે છે અને તેમના મનમાં મહાન આશ્ચર્ય ઉત્પન્ન થાય છે.

---

वइवाणमंतरजोइसवेमाणियाहमिंदसइंदच्छराकिन्नरणरविज्जाहरस्स ससुरासुरस्सावि णं जगस्स 'अहो अहो अहो अज्ज अदिट्ठपुव्वं दिट्ठमम्हेहिं' इणमो सविसेसाउलमहंताचिंतपरमच्छेरयसंदोहं समगालमेवेगट्ठसमुइयं दिट्ठं ति तक्खणउप्पन्नघणनिरंतरबहलप्पमोया न्वितयंतो सहरिसपीयाणुरायवसपवियंभंताणुसमयअहिणवाहिणवपरिणामविसेसत्तेण महमहंति जंपिर परोप्पराणं विसायमुवगयहहहधीधिरत्थुअधन्नाऽपुन्ना वयमिइ णिंदिरअच्चाणगमणंतरसंखुहियहिययमुच्छिरसुलद्धचेयणसुपुणसिढिलियसगत्तआउंचणं पसणो उम्मेसनिमेसाइसारीरियवावारमुक्क-केवलं अणोवलक्खक्खलंतमंदमंददीहहुंहुंकारविमिस्समुक्कदीहउण्हबहलनीसासगत्तेणं अइअभिनिविट्ठबुद्धी सुणिच्छियमणस्स णं जगस्स, 'किं पुण तं तवमणुचिट्ठेमो जेणेरिसं पवरिद्धिं लभिज्जत्ति,' तग्गयमणस्स णं दंसणा चेव णियणियवच्छत्थलनिहिज्जंतंतकरयलुप्पाइयमहंतमाणसचमक्कारे ।

ઉત્તમ છે, પ્રવર છે, પવિત્ર છે, વિશ્વના એક બધુ સમાન છે, વિશ્વના નાથ સમાન છે, વિશ્વના સ્વામી સમુ છે, વિશ્વમા સારભૂત છે, અનત કાનથી ચાલી આવતી ભવોની વાસના તથા પાપના બધનો તેને છેદી નાખનાર છ, જે જગત્મા એક અને અદ્વિતીય છે તેને આધીન ( તે તીર્થ કર નામકર્મ ગોત્રને આધીન ) જે સુદર, દીપ્ત, મનોહર રૂપ અને દશે દિશાઓમા પ્રકાશમાન નિરુપમ એક હજાર અને આઠ લક્ષણો તેનાથી તે ભગવતો મંડિત હોવાથી જગતમા ઉત્તમોત્તમ જે લક્ષ્મી તેના નિવાસ માટે વાસવાપિકા જેવા છે ઉપરાત દેવના અને મનુષ્યો તેમને જોવા માત્રથી તેજ ક્ષણે અન્ત કરણમા ચમત્કાર પામે છે અને તેમના નેત્રો તથા મનમા અતુર વિસ્મય અને અપાર પ્રમોદ ઉત્પન્ન થાય છે કારણકે સપૂર્ણ પાપકર્મો રૂપી મનના કલકથી તેઓ રહિત હોય છે સમચતુરસ્સ સસ્થાન તથા શ્રેષ્ઠ એવુ જે વજ્રઋષભનારાચસઘયણ તેનાથી અધિષ્ઠિત હોવાથી પરમ પવિત્ર ઉત્તમ આકારને તેઓ ધારણ કરનારા હોય છે મહાયશસ્વી મહાસત્ત્વશાળી મહાન આશયવાળા પરમપદમા રહેનાર તેજ ભગ તો સદ્ધમ તીર્થંકરો હોય છે વળી કહ્યુ છે કે—સમગ્ર મનુષ્યો, દેવો ઈન્દ્રો અને સુદરીઓના રૂપ માન્તિ તેમ જ લાવણ્ય—આ બધાને એકઠા કરીને કોઈ પણ રીતે તેનો એક પિંડ બનાવવામા આવે અને તેને જિનેશ્વર સામે તુલના માટે મૂકવામા આવે તો તે પિડ જિનેશ્વરના ચરણુના અ ગૂઠાના અગ્ર ભાગનો એક પ્રદેશ તેના લાખમા ભાગે પણ તે શોભતો નથી પણ સુવર્ણગિરિ મેરૂ પર્વતની સામે રાખનો ઢગલો જેવો લાગે તેવો લાગે છે

અથવા તો સર્વ સ્થાને જૂદી જૂદી વ્યક્તિઓમા રહેલા જૂદા જૂદા ગુણોને જાણીને અને તે તે ગુણો શ્રી તીર્થ કર ભગવતના ગુણોના અનતમા ભાગે પણ ન આવતા હોઈને શ્રી તીર્થ કર ભગવતના ગુણુની તુલના કરવા માટે કદાચ ત્રણેય ભુવનોને એક કરવામા આવે અને તેને એક દિશામા ઉભુ રાખી એક તરફ તેમના સવ ગુણો મૂકી બીજી તરફ શ્રી તીર્થંકર ભગવતના ગુણોને મૂકવામા આવે તો પણ પરમપૂજ્ય શ્રી તીર્થ કર

[illegible]

परमेट्ठी सद्धम्मतित्थकरे भवंत । अण्ण च—

सयलनरामरतिरियसुंदरीरूवकंतिलावण्ण । सव्वपि गेज जइ एगरासिय सपिंडिय कहवि ॥
त च जिणचलणंगुट्ठग्गकोडिदेसेगलक्खभागस्स । सन्निज्झम्मि न सोहइ जइ छारउड कचणगिरिस्स ॥ त्ति
अहवा नाऊण गुणतराइ अन्नेसिं उण सव्व य । तित्थयरगुणाणमणतभागमलब्भतमन्नत्थ ॥
ज तिहुयण पि सयल एगीहोऊणमुब्भमगासि । भागे गुणाहिओ होइ तित्थयरे परमपुज्जेत्ति ॥
त तिहुयणस्स चेव पूए अरिहे गइमसमत्त जम्हा तम्हा ते चेव भावओणमह धम्मतित्थयरे ॥

महानिसीह सूत्र [ नमस्कार स्वाध्याय ( प्रा वि ) पृ ४५ थी ५ )

ઉત્તમ છે, પ્રવર છે, પવિત્ર છે, વિશ્વના એક બધુ સમાન છે, વિશ્વના નાથ સમાન છે, વિશ્વના સ્વામી સમુ છે, વિશ્વમા સારભૂત છે, અનત કાલથી ચાલી આવતી ભવોની વાસના તથા પાપના બધનો તેને છેદી નાખનાર છે, જે જગતમા એક અને અદ્વિતીય છે તેને આધીન ( તે તીર્થંકર નામકર્મ ગોત્રને આધીન ) જે સુદર, દીપ્ત, મનોહર રૂપ અને દશે દિશાઓમા પ્રકાશમાન નિરુપમ એક હજાર અને આઠ લક્ષણો તેનાથી તે ભગવતો મડિત હોવાથી જગતમા ઉત્તમોત્તમ જે લક્ષ્મી તેના નિવાસ માટે વાસવાપિકા જેવા છે ઉપરાત દેવતા અને મનુષ્યો તેમને જોવા માત્રથી તેજ ક્ષણે અન્ત કરણમા ચમત્કાર પામે છે અને તેમના નેત્રો તથા મનમા અતુલ વિસ્મય અને અપાર પ્રમોદ ઉત્પન્ન થાય છે, કારણકે સપૂર્ણ પાપકર્મો રૂપી મલના કલકથી તેઓ રહિત હોય છે સમચતુરસ્ર સસ્થાન તથા શ્રેષ્ઠ એવુ જે વજ્રઋષભનારાચસઘયણ તેનાથી અધિષ્ઠિત હોવાથી પરમ પવિત્ર ઉત્તમ આકારને તેઓ ધારણ કરનારા હોય છે મહાયશસ્વી, મહાસત્ત્વશાળી મહાન આશયવાળા, પરમપદમા રહેનાર, તેજ ભગવતો સદ્ધર્મ તીર્થંકરો હોય છે વળી કહ્યું છે કે—સમગ્ર મનુષ્યો, દેવો, ઈન્દ્રો અને સુદરીઓના રૂપ કાન્તિ તેમ જ લાવણ્ય—આ બધાને એકઠા કરીને કોઈ પણ રીતે તેનો એક પિંડ બનાવવામા આવે અને તેને જિનેશ્વર સામે તુલના માટે મૂકવામા આવે તો તે પિડ જિનેશ્વરના ચરણના અગૂઠાના અગ્ર ભાગનો એક પ્રદેશ તેના લાખમા ભાગે પણ તે શોભતો નથી પણ સુવર્ણગિરિ મેરૂ પર્વતની સામે રાખનો ઢગલો જેવો લાગે તેવો લાગે છે

અથવા તો સર્વ સ્થાને જૂદી જૂદી વ્યક્તિઓમા રહેલા જૂદા જૂદા ગુણોને જાણીને અને તે તે ગુણો શ્રી તીર્થંકર ભગવતના ગુણોના અનતમા ભાગે પણ ન આવતા હોઈને શ્રી તીર્થંકર ભગવતના ગુણની તુલના કરવા માટે કદાચ ત્રણે ય ભુવનોને એક કરવામા આવે અને તેને એક દિશામા ઉભુ રાખી એક તરફ તેમના સર્વ ગુણો મૂકી બીજી તરફ શ્રી તીર્થંકર ભગવતના ગુણોને મૂકવામા આવે તો પણ પરમપૂજ્ય શ્રી તીર્થંકર

---

त्त्वारूवसा सिपयासनिरुवमट्ठलक्खणसहस्समडियजगुत्तमुत्तमसिरीनिवासवासवावी इव देवमणुयअट्ठमत्तनवल्ग तकरणलाइयचमक्कनयणमाणसाउल्महनविम्हयपमोयकारया असेसकसिणपावकम्ममलकलकविप्पमुक्कसमचउरसपवर पढमवजरिसहनारायसघयणाहिट्ठियपरमपवित्तुत्तममुत्तिधरे त चेव भगवत महायसे महासत्ते महाणुभागे परमेट्ठी सद्धम्मतित्थकरे भवति । अण्ण च—

सयलनरामरतियससुदरीरूवकतिलायण्ण । सव्वपि होज्ज जइ एगरासिय सपिडिय कहवि ॥
त च जिणचलणगुट्ठगकोडिदेसेगलक्खभागस्स । सन्निज्झम्मि न सोहइ जह छारउड कचणगिरिस्स ॥ त्ति
अहवा नाऊण गुणतराइ अन्नसि ऊण सव्वत्थ । तित्थयरगुणाणमणतभागमलब्भतमन्नत्थ ॥
ज तिहुयण पि सयल एगीहोऊणमुब्भमग्गासि । भागे गुणाहिओ हवइ तित्थयरे परमपुज्जत्ति ॥
ते च्चिय अ चेवदेपूए अरिहे गहमहसमने जम्हा तम्हा ते चेव भावओणमह धम्मतित्थयरे ॥

મહાનિસીહ સૂત્ર [ નમસ્કાર સ્વાધ્યાય ( પ્રા વિ ] ૄ ૪૫ થી ૫૦ )

ભગવાનના ગુણો આ સર્વ ગુણોથી અધિક હોય છે અને તેથી જ શ્રી તીર્થંકર ભગવંતો જ અર્ચના કરવા યોગ્ય છે, વંદનીય છે, પૂજનીય છે. અર્હત્ છે, ગતિ છે, મતિથી સમન્વિત છે. તેથી તે શ્રી ધર્મતીર્થંકર ભગવંતોને ભાવથી નમસ્કાર કરો.

अरिहंते :—

શ્રી 'મહાનિશીહ' સૂત્રમાં 'અરિહંત' વિષે નીચે પ્રમાણે ઉલ્લેખ છે[3] :—

"મનુષ્ય, દેવતા અને દાનવોવાળા આ સમગ્ર જગતમાં આઠ મહાપ્રાતિહાર્ય વગેરેના પૂજાતિશયથી ઉપલક્ષિત, અનન્યસદૃશ, અચિંત્ય માહાત્મ્યવાળી, કેવલાધિષ્ઠિત, પ્રવર ઉત્તમતાને જેઓ યોગ્ય છે તે 'अरहंत' છે. સમગ્ર કર્મોના ક્ષય થવાથી, સંસારના અંકુરા બળી જવાથી ફરીવાર અહીં આવતા નથી, જન્મ લેતા નથી, ઉત્પન્ન થતા નથી, તે કારણે એ 'अरुहंत' પણ કહેવાય છે. વળી, તેમણે સુદુર્જય સમગ્ર આઠ પ્રકારના કર્મરૂપી શત્રુઓને મથી નાખ્યા છે, હણી નાખ્યા છે, દળી નાખ્યા છે, પીલી નાખ્યા છે, નસાડી મૂક્યા છે અથવા પરાજિત કર્યા છે; તેથી તે 'अरिहंत' પણ કહેવાય છે. આ રીતે તેઓ અનેક પ્રકારે કહેવાય છે, નિરૂપણ કરાય છે, ઉપદેશ કરાય છે, સ્થાપન કરાય છે, દર્શાવાય છે અને બધી રીતે બતાવાય છે.

શ્રી અરિહંત ભગવંતોનું પ્રથમ વિશેષણ 'લોકના સ્વરૂપનો પ્રકાશ કરનારા' એ મૂકવામાં આવેલ છે ત્યારે સ્હેજે એ અંગે જાણવાનું મન થાય છે કે તેઓ લોકના સ્વરૂપનો પ્રકાશ શી રીતે કરે છે? તેના સમાધાનમાં શાસ્ત્રકાર મહર્ષિઓ જણાવે છે કે શ્રી અરિહંતદેવો લોકના સ્વરુપનો પ્રકાશ–'उप्पन्नेइ वा', 'विगमेइ वा', 'धुवेइवा' (એટલે ઉત્પન્ન પણ થાય છે, નાશ પણ પામે છે અને સ્થિર પણ રહે છે.) એ ત્રિપદી વડે કરે છે. એનો અર્થ એ છે કે લોક અને અલોકરૂપી આ વિશ્વ કેટલાક માને છે તેમ માત્ર કલ્પના નથી પણ 'સત્' છે અને તે ઉત્પન્ન થવાના, નાશ પામવાના અને કાયમ રહેવાના સ્વભાવથી યુક્ત છે. બીજી રીતે કહેતાં આ વિશ્વ દ્રવ્યરૂપે અનાદિ, અનન્ત, અચલ છે અને પર્યાયરૂપથી ઉત્પત્તિ અને વિનાશરૂપ પરિવર્તનોવાળું છે.

---

૩. सनरामरासुरस्स ण सव्वस्सेव जगस्स अट्ठमहापाडिहेराइपूयाइसओवलक्खियं अणण्णसरिसमचिंतमाहप्पं केवलाहिट्ठियं पवरुत्तमत्तं अरहंति ति अरहंता । असेसकम्मक्खएणं निद्दड्ढभवंकुरत्ताओ न पुणेह भवंति जम्मंति उववज्जंति वा अरुहंता वा णिम्महियनिहयनिद्दलियविलीयनिट्ठवियअभिभूय सुदुज्जयासेस अट्ठपयारकम्मरिउत्ताओ वा अरिहंतेति वा, एवमेते अणेगहा पन्नविज्जंते परूविज्जंति आघविज्जंति पट्ठविज्जंति दंसिज्जंति उवदंसिज्जंति ।

—મહાનિસીહ સૂત્ર, [નમસ્કાર સ્વાધ્યાય, (પ્રા. વિ.) પૃ. ૪૨.]

વિશેષ અર્થ : ભગવાન જ્યારે ગર્ભમાં આવ્યા ત્યારે વાસવે (ઇન્દ્રે) વારંવાર માતાની પૂજા કરી માટે વાસુપૂજ્ય, અથવા વસુ એટલે રત્નો. ભગવાન ગર્ભમાં આવ્યા બાદ વૈશ્રમણે વારવાર રત્નોથી તે રાજકુલને પૂજ્યુ, એટલે કે પૂર્ણ કર્યું માટે પણ વાસુપૂજ્ય.

**વિમલ—**

સામાન્ય અર્થ જેમના મલ ચાલ્યા ગયા છે તે વિમલ, અથવા જેમના જ્ઞાન આદિ નિર્મલ છે તે વિમલ

વિશેષ અર્થ ભગવાન માતાના ગર્ભમા આવ્યા બાદ ભગવાનની માતાનુ શરીર અને બુદ્ધિ અત્યત નિર્મલ થયા માટે વિમલ

**અનન્ત—**

સામાન્ય અર્થ અનન્ત કર્મોના અશોને જિતે તે અનન્ત, અથવા અનન્ત જ્ઞાન આદિ જેમનામા છે તે અનન્ત

વિશેષ અર્થ · ભગવાન ગર્ભમા આવ્યા બાદ ભગવાનની માતાએ સ્વપ્નમાં રત્નમય, અનત (અતિશય મહાન) માલા જોઈ માટે અનન્ત.

**ધર્મ—**

સામાન્ય અર્થ દુર્ગતિમા પડતા પ્રાણીઓના સમૂહને ધારણ કરે તે ધર્મ

વિશેષ અર્થ : ભગવાન ગર્ભમા આવ્યા બાદ તેમની માતા વિશેષ પ્રકારે દાન, દયા, આદિ ધર્મવાળા બન્યા માટે ધર્મ

**શાન્તિ—**

સામાન્ય અર્થ . શાન્તિનો યોગ કરાવનારા, શાન્તિને કરનારા યા તો શાન્તિ સ્વરૂપ હોવાથી શાન્તિ

વિશેષ અર્થ ભગવાન ગર્ભમા આવ્યા તે પૂર્વે દેશમા મહાન મરકીનો ઉપદ્રવ ચાલુ હતો, જે ભગવાન ગર્ભમા આવતા શાન્ત થયો માટે શાન્તિ

**કુન્થુ—**

સામાન્ય અર્થ : કુ એટલે પૃથ્વી તેમા રહેલ તે 'કુન્થુ'.

વિશેષ અર્થ · ભગવાન ગર્ભમા આવ્યા બાદ માતાએ સ્વપ્નમા મનોહર ઊંચા મહાપ્રદેશમા રહેલ રત્નમય સ્તૂપ જોયો માટે કુન્થુ

**અર—**

સામાન્ય અર્થ સર્વોત્તમ મહા સત્ત્વશાળી કુળમા જે પેદા થાય અને તેની અભિવૃદ્ધિ માટે થાય તે અર

વિશેષ અર્થ ભગવાન ગર્ભમા આવ્યા બાદ માતાએ સ્વપ્નમા સર્વ રત્નમય અતિ સુદર અને મહાપ્રમાણવાળો ચક્રનો આરો જોયો તેથી અર.




શ્રી નંદિસૂત્રાન્તર્ગત તિત્થયરાવલીનો પાઠ
( પરિકરના સુશોભન સહિત )

ભગવાનના ગુણો આ સર્વ ગુણોથી અધિક હોય છે અને તેથી જ શ્રી તીર્થંકર ભગવંતો જ અર્ચના કરવા યોગ્ય છે, વંદનીય છે, પૂજનીય છે, અર્હત્ છે, ગતિ છે, મતિથી સમન્વિત છે. તેથી તે શ્રી ધર્મતીર્થંકર ભગવંતોને ભાવથી નમસ્કાર કરો.

**अरिहंते :—**

શ્રી 'મહાનિસીહ' સૂત્રમાં 'અરિહંત' વિષે નીચે પ્રમાણે ઉલ્લેખ છે[3] :—

"મનુષ્ય, દેવતા અને દાનવોવાળા આ સમગ્ર જગતમાં આઠ મહાપ્રાતિહાર્ય વગેરેના પૂજાતિશયથી ઉપલક્ષિત, અનન્યસદૃશ, અચિંત્ય માહાત્મ્યવાળી, કેવલાધિષ્ઠિત, પ્રવર ઉત્તમતાને જેઓ યોગ્ય છે તે 'अरहंत' છે. સમગ્ર કર્મોના ક્ષય થવાથી, સંસારના અંકુરા બળી જવાથી ફરીવાર અહીં આવતા નથી, જન્મ લેતા નથી, ઉત્પન્ન થતા નથી, તે કારણે એ 'अरुहंत' પણ કહેવાય છે. વળી, તેમણે સુદુર્જય સમગ્ર આઠ પ્રકારના કર્મરૂપી શત્રુઓને મથી નાખ્યા છે, હણી નાખ્યા છે, દળી નાખ્યા છે, પીલી નાખ્યા છે, નસાડી મૂક્યા છે અથવા પરાજિત કર્યા છે; તેથી તે 'अरिहंत' પણ કહેવાય છે. આ રીતે તેઓ અનેક પ્રકારે કહેવાય છે, નિરુપણ કરાય છે, ઉપદેશ કરાય છે, સ્થાપન કરાય છે, દર્શાવાય છે અને બધી રીતે બતાવાય છે.

શ્રી અરિહંત ભગવંતોનું પ્રથમ વિશેષણ 'લોકના સ્વરૂપનો પ્રકાશ કરનારા' એ મૂકવામાં આવેલ છે ત્યારે સ્હેજે એ અંગે જાણવાનું મન થાય છે કે તેઓ લોકના સ્વરૂપનો પ્રકાશ શી રીતે કરે છે? તેના સમાધાનમાં શાસ્ત્રકાર મહર્ષિઓ જણાવે છે કે શ્રી અરિહંતદેવો લોકના સ્વરુપનો પ્રકાશ–'उप्पन्नेइ वा', 'विगमेइ वा', 'धुवेइवा' (એટલે ઉત્પન્ન પણ થાય છે, નાશ પણ પામે છે અને સ્થિર પણ રહે છે.) એ ત્રિપદી વડે કરે છે. એનો અર્થ એ છે કે લોક અને અલોકરૂપી આ વિશ્વ કેટલાક માને છે તેમ માત્ર કલ્પના નથી પણ 'સત્' છે અને તે ઉત્પન્ન થવાના, નાશ પામવાના અને કાયમ રહેવાના સ્વભાવથી યુક્ત છે. બીજી રીતે કહેતાં આ વિશ્વ દ્રવ્યરૂપે અનાદિ, અનન્ત, અચલ છે અને પર્યાયરૂપથી ઉત્પત્તિ અને વિનાશરૂપ પરિવર્તનોવાળું છે.

---

૩. सनरामरासुरस्स णं सव्वस्मेव जगस्स अट्ठमहापाडिहेराइपूयाइसओवलक्खियं अणण्णसरिसमचितमाहप्पं केवलाहिट्ठियं पवरुत्तमत्त अरहंति ति अरहंता । असेसकम्मक्खएणं निदड्ढभवंकुरत्ताओ न पुणेह भवंति जम्मंति उववज्जंति वा अरुहंता वा णिम्महियनिहयनिद्दलियविलीयनिट्ठवियअभिभूय सुदुज्जयासेस अट्ठपयारकम्मरिउत्ताओ वा अरिहंतति वा, एवमंत अणेगहा पन्नविज्जंते परूविज्जंति आघविज्जंति पट्ठविज्जनि दंसिज्जंति उवदंसिज्जति ।

—મહાનિસીહ સૂત્ર, [નમસ્કાર સ્વાધ્યાય, (પ્રા. વિ..) પૃ. ૪૨.]

મલ્લિ—

સામાન્ય અર્થ : પરીષહ આદિ મલ્લોને જીતે તે મલ્લિ.

વિશેષ અર્થ : ભગવાન ગર્ભમાં આવ્યા બાદ ભગવાનની માતાને સર્વ ઋતુના શ્રેષ્ઠ સુગંધી પુષ્પોની માલાની શય્યામાં સૂવાનો દોહદ થયો અને તે દેવતાએ પૂર્ણ કર્યો માટે મલ્લિ.

મુનિસુવ્રત—

સામાન્ય અર્થ : જગતની ત્રણે કાલની અવસ્થાને જાણે (અવસ્થાનું મનન કરે) તે મુનિ અને સુંદર વ્રતોને ધારણ કરે તે સુવ્રત. મુનિ હોવા સાથે સુવ્રત તે મુનિસુવ્રત.

વિશેષ અર્થ : ભગવાન ગર્ભમાં આવ્યા બાદ ભગવાનની માતા અત્યંત સુવ્રત (સુંદર વ્રતસંપન્ન) બન્યાં માટે મુનિસુવ્રત.

નમિ—

સામાન્ય અર્થ : પરીષહ–ઉપસર્ગ આદિને નમાવે તે નમિ.

વિશેષ અર્થ : દુર્દાન્ત એવા સીમાડાના રાજાઓએ ભગવાનના પિતાના નગરને ઘેરો ઘાલ્યો હતો. ભગવાન ગર્ભમાં આવ્યા ત્યારે ગર્ભના પુણ્યની શક્તિથી પ્રેરિત ભગવંતના માતાને અટ્ટાલિકા પર ચઢવાની ઇચ્છા થઈ અને તેઓ ચઢયા. દુશ્મન રાજાઓ તેમને જોતાંની સાથે ગર્ભના પ્રભાવથી નમી પડ્યા માટે નમિ.

નેમિ—

સામાન્ય અર્થ : ધર્મરૂપી ચક્રમાં નેમિ–ચક્રના ઘેરાવા જેવા–તે નેમિ.

વિશેષ અર્થ : ભગવાન માતાના ગર્ભમાં આવ્યા બાદ, માતાએ રિષ્ટ રત્નમય અતિશય મહાન ચક્રનો નેમિ ઊડતો સ્વપ્નમાં જોયો માટે રિષ્ટ–નેમિ. અકાર અપમંગલના પરિહાર માટે હોવાથી અરિષ્ટનેમિ.

પાર્શ્વ—

સામાન્ય અર્થ : સર્વભાવોને જુએ તે પાર્શ્વ.

વિશેષ અર્થ : ભગવાન માતાના ગર્ભમાં આવ્યા બાદ, સાત ફેણવાળો નાગ ભગવાનની માતાએ સ્વપ્નમાં જોયો હતો અને શય્યામાં રહેલ માતાએ સામેથી આવતા સર્પને અંધકારમાં પણ ગર્ભના પ્રભાવથી જોયો, શય્યાની બહાર રહેલ રાજાનો હાથ ખેંચી લીધો અને કહ્યું કે "આ સાપ જાય છે." રાજાએ પૂછ્યું કે, "તેં કેવી રીતે જાણ્યું ?" માતાએ કહ્યું કે, "હું જોઈ શકું છું." દીપક લાવીને જોયું તો સાપને જોયો. રાજાને થયું કે, ગર્ભનો આ અતિશયવંતો પ્રભાવ છે કે જેથી આટલા ગાઢ અંધકારમાં પણ જોઈ શકે છે માટે 'પાર્શ્વ' નામ કર્યું.

વર્ધમાન—

સામાન્ય અર્થ : જન્મથી આરંભીને જ્ઞાન આદિથી વધે તે વર્ધમાન.

વિશેષ અર્થ : ભગવાન જ્યારે ગર્ભમા આવ્યા ત્યારે વાસવે (ઇન્દ્રે) વારવાર માતાની પૂજા કરી માટે વાસુપૂજ્ય, અથવા વસુ એટલે રત્નો ભગવાન ગર્ભમા આવ્યા બાદ વૈશ્રમણે વારવાર રત્નોથી તે રાજકુલને પૂજ્યુ, એટલે કે પૂર્ણ કર્યું માટે પણ વાસુપૂજ્ય

**વિમલ—**

સામાન્ય અર્થ જેમના મલ ચાલ્યા ગયા છે તે વિમલ, અથવા જેમના જ્ઞાન આદિ નિર્મલ છે તે વિમલ

વિશેષ અર્થ ભગવાન માતાના ગર્ભમા આવ્યા બાદ ભગવાનની માતાનુ શરીર અને બુદ્ધિ અત્યત નિર્મલ થયા માટે વિમલ

**અનન્ત—**

સામાન્ય અર્થ અનન્ત કર્મોના અશોને જિતે તે અનન્ત, અથવા અનન્ત જ્ઞાન આદિ જેમનામા છે તે અનન્ત

વિશેષ અર્થ ભગવાન ગર્ભમા આવ્યા બાદ ભગવાનની માતાએ સ્વપ્નમા રત્નમય, અનત (અતિશય મહાન) માલા જોઈ માટે અનન્ત

**ધર્મ—**

સામાન્ય અર્થ દુર્ગતિમા પડતા પ્રાણીઓના સમૂહને ધારણ કરે તે ધર્મ

વિશેષ અર્થ ભગવાન ગર્ભમા આવ્યા બાદ તેમની માતા વિશેષ પ્રકારે દાન દયા, આદિ ધર્મવાળા બન્યા માટે ધર્મ

**શાન્તિ—**

સામાન્ય અર્થ શાન્તિનો યોગ કરાવનારા, શાન્તિને કરનારા યા તો શાન્તિ સ્વરૂપ હોવાથી શાન્તિ

વિશેષ અર્થ ભગવાન ગર્ભમા આવ્યા તે પૂર્વે દેશમા મહાન મરકીનો ઉપદ્રવ ચાલુ હતો, જે ભગવાન ગર્ભમા આવતા શાન્ત થયો માટે શાન્તિ

**કુન્થુ—**

સામાન્ય અર્થ કુ એટલે પૃથ્વી તેમા રહેલ તે 'કુન્થુ'

વિશેષ અર્થ ભગવાન ગર્ભમા આવ્યા બાદ માતાએ સ્વપ્નમા મનોહર ઊંચા મહાપ્રદેશમા રહેલ રત્નમય સ્તૂપ જોયો માટે કુન્થુ

**અર—**

સામાન્ય અર્થ સર્વોત્તમ મહા સત્ત્વશાળી કુળમા જે પેદા થાય અને તેની અભિવૃદ્ધિ માટે થાય તે અર

વિશેષ અર્થ ભગવાન ગર્ભમા આવ્યા બાદ માતાએ સ્વપ્નમા સર્વ રત્નમય અતિ સુદર અને મહાપ્રમાણવાળો ચક્રનો આરો જોયો તેથી અર

મલ્લિ—

સામાન્ય અર્થ : પરીષહ આદિ મલ્લોને જીતે તે મલ્લિ.

વિશેષ અર્થ : ભગવાન ગર્ભમાં આવ્યા બાદ ભગવાનની માતાને સર્વ ઋતુના શ્રેષ્ઠ સુગંધી પુષ્પોની માલાની શય્યામાં સૂવાનો દોહદ થયો અને તે દેવતાએ પૂર્ણ કર્યો માટે મલ્લિ.

મુનિસુવ્રત—

સામાન્ય અર્થ : જગતની ત્રણે કાલની અવસ્થાને જાણે (અવસ્થાનું મનન કરે) તે મુનિ અને સુંદર વ્રતોને ધારણ કરે તે સુવ્રત. મુનિ હોવા સાથે સુવ્રત તે મુનિસુવ્રત.

વિશેષ અર્થ : ભગવાન ગર્ભમાં આવ્યા બાદ ભગવાનની માતા અત્યંત સુવ્રત (સુંદર વ્રતસંપન્ન) બન્યાં માટે મુનિસુવ્રત.

નમિ—

સામાન્ય અર્થ : પરીષહ–ઉપસર્ગ આદિને નમાવે તે નમિ.

વિશેષ અર્થ : દુર્દાન્ત એવા સીમાડાના રાજાઓએ ભગવાનના પિતાના નગરને ઘેરો ઘાલ્યો હતો. ભગવાન ગર્ભમાં આવ્યા ત્યારે ગર્ભના પુણ્યની શક્તિથી પ્રેરિત ભગવંતના માતાને અટ્ટાલિકા પર ચઢવાની ઇચ્છા થઈ અને તેઓ ચઢયા. દુશ્મન રાજાઓ તેમને જોતાંની સાથે ગર્ભના પ્રભાવથી નમી પડ્યા માટે નમિ.

નેમિ—

સામાન્ય અર્થ : ધર્મરૂપી ચક્રમાં નેમિ–ચક્રના ઘેરાવા જેવા–તે નેમિ.

વિશેષ અર્થ : ભગવાન માતાના ગર્ભમાં આવ્યા બાદ, માતાએ રિષ્ટ રત્નમય અતિશય મહાન ચક્રનો નેમિ ઊડતો સ્વપ્નમાં જોયો માટે રિષ્ટ–નેમિ. અકાર અપમંગલના પરિહાર માટે હોવાથી અરિષ્ટનેમિ.

પાર્શ્વ—

સામાન્ય અર્થ : સર્વભાવોને જુએ તે પાર્શ્વ.

વિશેષ અર્થ : ભગવાન માતાના ગર્ભમાં આવ્યા બાદ, સાત ફેણવાળો નાગ ભગવાનની માતાએ સ્વપ્નમાં જોયો હતો અને શય્યામાં રહેલ માતાએ સામેથી આવતા સર્પને અંધકારમાં પણ ગર્ભના પ્રભાવથી જોયો, શય્યાની બહાર રહેલ રાજાનો હાથ ખેંચી લીધો અને કહ્યું કે "આ સાપ જાય છે." રાજાએ પૂછ્યું કે, "તેં કેવી રીતે જાણ્યું?" માતાએ કહ્યું કે, "હું જોઈ શકું છું." દીપક લાવીને જોયું તો સાપને જોયો. રાજાને થયું કે, ગર્ભનો આ અતિશયવંતો પ્રભાવ છે કે જેથી આટલા ગાઢ અંધકારમાં પણ જોઈ શકે છે માટે 'પાર્શ્વ' નામ કર્યું.

વર્ધમાન—

સામાન્ય અર્થ : જન્મથી આરંભીને જ્ઞાન આદિથી વધે તે વર્ધમાન.

વિશેષ અર્થ ભગવાન ગર્ભમા આવ્યા બાદ સમગ્ર જ્ઞાતકુળ ધનાદિથી વિશેષ પ્રકારે વધવા લાગ્યુ માટે વર્ધમાન

एव मए अभिथुआ —

આ પદોનો અર્થ 'મે આપને મારી સન્મુખ સાક્ષાત્ રહેલા કલ્પીને નામ ગ્રહણ પૂર્વક સ્તવ્યા' એમ પણ થઈ શકે ધ્યેય વસ્તુનુ ધ્યાન તે જ શ્રેષ્ઠ કહેવામા આવે છે કે જેમા ધ્યેય ધ્યાતા સમક્ષ માનસ કલ્પનાદ્વારા જાણે સાક્ષાત્ સમુપસ્થિત થયુ હોય તેમ ભાસે આ રીતે સામે સાક્ષાત્ કલ્પવાથી ધ્યાનાવેશ તેમ જ ભાવાવેશથી સિદ્ધિ શીઘ્ર થાય છે ધ્યાનાવેશદ્વારા તન્મયીભાવને પામતુ ધ્યાન જ સર્વશ્રેષ્ઠ ગણાય છે

શાસ્ત્રોમા કહ્યુ છે કે —"ધ્યાન જ્યારે સ્થિરતાને ધારણ કરે છે ત્યારે ધ્યેય નજીક ન હોવા છતા પણ જાણે (સામે) આલેખિત હોય એવું અત્યન્ત સ્પષ્ટ ભાસે છે"[5]

નામગ્રહણપૂર્વક સ્તવનાના વિષયમા નામ આદિનુ માહાત્મ્ય શાસ્ત્રોમા આ રીતે કહેવાયુ છે.—

પરમાત્માનુ નામ હૃદયમા સ્થિર થતા જ જાણે પરમાત્મા સામે સાક્ષાત્ દેખાતા હોય તેવું લાગે છે, જાણે હૃદયમા પ્રવેશતા હોય તેવુ લાગે છે, જાણે મધુર આલાપ કરતા હોય

---

૫. ध्याने हि बिभ्रति स्थैर्यं ध्येयरूपं परिस्फुटम् ।
आलेखितमिवाभाति ध्येयस्यासन्निधावपि ॥

— તત્વાનુશાસન, અધ્યાય ૪ શ્લો ન ૪૪, પૃ ૩૫

---

**પાદ નોંધ** —આજ પ્રમાણે એક જ શ્લોકમા શ્રી તીર્થંકર ભગવંતોના નામો ગોઠવી તે શ્લોકના જુદા જુદા ચોવીસ અર્થો કરી એક નામનો વિશેષ અર્થ અને અન્ય નામોનો સામાન્ય અર્થ કરવા દ્વારા ક્રમવાર ચોવીસેય તીર્થંકર દેવોની સ્તવનાનો પ્રયાસ દિગંબર મહાકવિ પંડિત શ્રી જગન્નાથ દ્વારા કરવામા આવેલ છે અને તે ગ્રંથનુ નામ **ચતુર્વિંશતિ સંધાન** આપવામા આવ્યુ છે જે સ્વોપજ્ઞ ટીકા સહિત છે

જે શ્લોકના ચોવીસ અર્થો કરવામા આવ્યા છે તે શ્લોક નીચે મુજબ છે —

श्रेयान् श्री वासुपूज्यो वृषभजिनपतिः श्रीद्रुमाङ्कोऽथ धर्मो,
हर्यङ्कः पुष्पदन्तो मुनिसुव्रतजिनोऽनन्तवाक् श्रीसुपार्श्वः ।
शान्तिः पद्मप्रभोऽरो विमलविभुरसौ वर्धमानोऽप्यजाङ्को
मल्लिर्नेमिर्नमिर्मां सुमतिरवतु स श्रीजगन्नाथधीरम् ॥ १ ॥

चतुर्विंशतिसंधान



(गाहा)

एवं मए अभिथुआ,
विहुय-रय-मला पहीण जरमरणा।
चउवीसं पि जिणवरा,
तित्थयरा मे पसीयंतु॥૫॥
कित्तिय-वंदिय-महिया,
जेए लोगस्स उत्तमा सिद्धा।
आरुग्ग-बोहि-लाभं,
समाहिवरमुत्तमं दिंतु॥૬॥
चंदेसु निम्मलयरा,
आइच्चेसु अहियं पयासयरा।
सागरवरगंभीरा,
सिद्धा सिद्धिं मम दिसंतु॥૭॥

પ્રણિધાનગાથાત્રિક ( સુશોભન સહિત )

એવું લાગે છે, જાણે સર્વ અંગોમાં અનુભવાતા હોય તેવું લાગે છે. અને તન્મયભાવને પામતા હોય તેવું લાગે છે. આવી જાતના અનુભવોથી સર્વ કલ્યાણોની સિદ્ધિ થાય છે.[૬]

पसीयन्तु

આ પદ પરમાત્માના અનુગ્રહને સૂચવે છે. અનુગ્રહનો વિષય 'યોગબિન્દુ'માં નીચે મુજબ સ્પષ્ટ કરવામાં આવ્યો છે :—

"હવે કોઈક અપેક્ષાએ પરમતનો સ્વીકાર કરતાં કહે છે :—

અર્થાપત્તિથી જો ઈશ્વરનો (તીર્થંકરનો) અનુગ્રહ સ્વીકારીએ તો એમાં સ્વમત પરિહારરૂપ દોષ–અપરાધ નથી, એટલું જ નહીં પણ યુક્તિયુક્ત અર્થ સ્વીકારવામાં તો ગુણ જ છે. પ્રસ્તુત વિષય તો જ સમજાય કે જો આ ઈશ્વરાનુગ્રહ વિશે મધ્યસ્થભાવપૂર્વક વિચારવામાં આવે.

હવે અર્થાપત્તિ (આર્થ્ય વ્યાપાર) સમજાવે છે.

બધા જ મુમુક્ષુઓ ગુણપ્રકર્ષરૂપ કોઈક વિશિષ્ટ દેવતાને વંદનીય તથા સ્તવ વગેરેનું રૂપ આપનાર માને છે.[૭] (એ માન્યતામાં અપેક્ષાએ યુક્તિ–યુક્તતા હોય અને ગુણ હોય, તો તેને આપણે પણ અપેક્ષાએ સ્વીકારવી જોઈએ.)

એ રીતે જિનેશ્વર ભગવંત સ્તવન, પૂજન, નમન, અનુધ્યાન વગેરે રૂપ ક્રિયાનું ફળ, જે સ્વર્ગ અને અપવર્ગ, તેને આપનારા ગણાય છે. અહીં જો કે પોતે કરેલ સ્તવાદિ ક્રિયા ફળ

૬. नामादित्रये हृदयस्थिते सति भगवान् पुर इव परिस्फुरति, हृदयमिवानुप्रविशति, मधुरालापमिवाऽनुवदति, सर्वाङ्गीणमिवाऽनुभवति, तन्मयीभावमिवा पद्यते, तेन च सर्वकल्याणसिद्धिः ।

—પ્રતિમાશતક, શ્લો. નં. ૨ ની ટીકા, પૃ. ૪

૭. अथ कथंचित्परमतमप्यनुमन्यमान आह ।

आर्थ्यं व्यापारमाश्रित्य न च दोषोऽपि विद्यते ।
अत्रमाध्यस्थ्यमालम्ब्य यदि सम्यग्निरूप्यते ॥ २९७ ॥

आर्थ्यं सामर्थ्यप्राप्तम् । व्यापारमीश्वराद्यनुग्रहरूपम् । आश्रित्यापेक्ष्य । न च नैव । दोषोऽप्यपराधः स्वमतपरिहाररूपः । विद्यते समस्ति युक्तियुक्तार्थाभ्युपगमे । पुनर्गुण एवेत्यपिशब्दार्थः । कथमित्याह "अत्र" ईश्वरानुग्रहादौ "माध्यस्थं" मध्यस्थभावं "आलम्ब्य" आश्रित्य "यदि" चेत् "सम्यक्" यथावत् "निरूप्यते" चिन्त्यते ॥

अथार्थ्यमेव व्यापारमाचष्टे ।

गुणप्रकर्षरूपो यत्सर्वैर्वन्द्यस्तथेष्यते ।
देवतातिशयः कश्चित्स्तवादेः फलदस्तथा ॥ २९८ ॥

આપે છે, તો પણ સ્તવનીય-અવલંબનત્વ—સંબંધથી તે ક્રિયાના સ્વામી શ્રી જિનેશ્વર ભગવંત છે તેથી સ્તોતવ્ય એવા શ્રી જિનેશ્વર ભગવંતના નિમિત્તે જ સ્તવનાદિ કરનારને ફળનો લાભ થાય છે

અર્થાપત્તિ પણ એક પ્રબળ પ્રમાણ છે તેથી સ્તુતિક્રિયાનું જે ફળ મળે છે, તેમાં ફળ આપનાર સ્તોતવ્ય શ્રી જિનાદિ છે એમ માનવું, એ પણ પ્રમાણસિદ્ધ છે

પૂ ઉપાધ્યાય શ્રી યશોવિજયજી ભગવતે 'દ્વાત્રિંશદ્ દ્વાત્રિંશિકા'માં સોળમી 'ઈશાનુગ્રહ-વિચાર દ્વાત્રિંશિકા'ની ટીકામાં પ્રસ્તુત વિષયને સંક્ષિપ્ત રીતે સમજાવેલ છે (એનો ભાવાર્થ ઉપર મુજબ છે) (અવતરણ નીચે આપેલ છે)

'ઈશાનુગ્રહ વિચાર દ્વાત્રિંશિકા'ના અંતિમ શ્લોકમાં તેઓ કહે છે કે—

"તેથી અનુગ્રહને માનતા સાધકોએ સ્વામી (શ્રીતીર્થંકર)ના ગુણો ઉપરના અનુરાગપૂર્વક પરમાનંદ વડે અનુષ્ઠાન કરવું જોઈએ"[૯]

'શાસ્ત્રવાર્તાસમુચ્ચય'માં પરમાત્માને મનસેવનાદિ અનુષ્ઠાનથી થતી મુક્તિના ઉપચારથી કર્તા કહ્યા છે તે આ રીતે —

"આ રીતે અપેક્ષાએ ઈશ્વરકર્તૃત્વવાદ પણ સત્તર્કથી ઘટે છે, એમ શુદ્ધબુદ્ધિવાળા પરમાર્થિઓએ કહ્યું છે તે આ રીતે —

---

गुणप्रकर्षरूपो ज्ञानादिप्रकृष्टगुणस्वभाव । यत्प्रभावात् । सर्वैर्मुमुक्षुभि । वन्द्यो वन्दनीय । तथा तत्प्रकार । इष्यते मन्यते । देवतातिशयो विशिष्टदेवतारूप । कश्चिज्जिनादि । स्तवादे स्तवनपूजननमनानुध्यानादे । क्रियाया फल स्वर्गापवर्गादिफलदायी । "तथा" इति समुच्चये । अत्र यद्यपि स्वकर्तृका स्तवादिक्रिया फल प्रयच्छति, तथापि स्तवनाद्यालम्बनत्वेन तस्यास्तत्स्वामिकत्वमिति स्तोतव्यनिमित्त एव स्तोतु फललाभ इति ॥
— યોગબિંદુ સટીક, ૧૨૨-૧૨૩

૮ आर्यं व्यापारमाश्रित्य तदाज्ञापालनात्मकम् ।
युज्यते परमीशस्यानुग्रहस्तदनीतित ॥ ७ ॥
— ઈશાનુગ્રહ વિચાર દ્વાત્રિંશિકા શ્લો ૭, પૃ ૯૭ અ

देवतातिशयस्य च विशिष्टदेवताख्यस्य च सेवा स्तवनध्यानपूजनादिरूपा । सर्वैर्बुधैरिष्टा तन्निमित्तकफलार्थत्वेनाभिमता । स्तवनादि क्रियाया स्वकर्तृकाया फलदाने समर्थत्वेऽपि स्तवनाद्यालम्बनत्वेन तस्या स्तोत्रादे फललाभस्य स्तोतव्यादिनिमित्तकव्यवहारात् ।
— ઈશાનુગ્રહવિચાર દ્વાત્રિંશિકા, શ્લો ૧૬ ની ટીકા પૃ ૯૮ અ

૯ अनुष्ठान ततः स्वामि गुणरागपुरस्सरम् ।
परमानन्दतः कार्यं, मन्यमानैरनुग्रहम् ॥ ३२ ॥
— ઈશાનુગ્રહવિચાર દ્વાત્રિંશિકા, શ્લો ૩૨, પૃ ૧૦૧ અ

અનંતજ્ઞાનદર્શન સંપત્તિથી યુક્ત શ્રી વીતરાગ પરમાત્મા જ ઈશ્વર છે, કારણ કે તેમણે કહેલ વ્રતોનું પાલન કરવાથી મુકિત થાય છે, તેથી તે વીતરાગ પરમાત્મા ગુણભાવે મુકિતના કર્તા છે."[૧૦]

'ગુણભાવથી કર્તા છે,' એ વિષયને સમજાવતાં 'સ્યાદ્વાદ કલ્પલતા' ટીકામાં કહ્યું છે કે—

રાજા વગેરેની જેમ શ્રી પરમાત્માનો પ્રસાદ અપ્રસાદથી નિયત નથી, તો પણ તેઓ અચિન્ત્ય ચિંતામણિની જેમ વસ્તુસ્વભાવસામર્થ્યથી 'ફલદોપાસનાકત્વ' સંબંધ વડે ઉપચારથી કર્તા છે.[૧૧]

આ. હા. ટી. (પૃ. ૫૦૭ આ) માં જે કહ્યું છે કે—

"तत्पूर्विकैवाभिलषितफलावाप्तिर्भवति" ।

તેનો સારાંશ એ છે કે અભિલષિત ફળની પ્રાપ્તિ શ્રી તીર્થંકર ભગવતના કારણે જ છે. એ ક્રિયામાં બીજું બધું હોય પણ સ્તવના આલંબન તરીકે કેવળ શ્રી તીર્થંકર ન હોય તો અભિલષિત ફળની પ્રાપ્તિ કદાપિ થઈ શકે નહીં.

પૂ. ઉપા. શ્રી યશોવિજયજી મહારાજ શ્રી ચિંતામણિપાર્શ્વનાથ ભગવાનના સ્તવનમાં ફરમાવે છે કે—

કાળ, સ્વભાવ, ભવિતવ્યતા, એ સઘળા તુજ દાસો રે !
મુખ્ય હેતુ તું મોક્ષનો એ મુજ સબળ વિશ્વાસો રે.

સ્તુતિ–આદિ અપેક્ષાએ નમસ્કારરૂપ છે. નૈગમ અને વ્યવહાર નયથી નમસ્કાર (સ્તુતિ–આદિ) ના સ્વામિત્વવિષે 'વિશેષાવશ્યક' આદિ ગ્રંથોમાં વિસ્તારથી વર્ણન છે. તેનો સારાંશ 'નમસ્કાર મહામંત્ર' ગ્રંથમાં નીચે મુજબ આપેલ છે :

"નૈગમ નય તથા વ્યવહાર નયના અભિપ્રાયે નમસ્કારનો સ્વામી 'નમસ્કાર્ય' આત્મા છે, કિન્તુ નમસ્કાર કરનાર જીવ તેનો સ્વામી નથી; કારણ કે—દાન કરાયા પછી વસ્તુ દાતારની

૧૦. ततश्चेश्वरकर्तृत्व वादोऽयं युज्यते परम् ।
सम्यग्न्यायाविरोधेन यथाहुः शुद्धबुद्धयः ॥ १० ॥
ईश्वरः परमात्मैव तदुक्तव्रतसेवनात् ।
यतो मुक्तिस्ततस्तस्याः कर्ता स्याद् गुणभावतः ॥ ११ ॥

— શાસ્ત્રવાર્તા સમુચ્ચય, સ્તબક–૩, શ્લો. ૧૦–૧૧. પ. ૧૦૨ આ.

૧૧. तदुक्तव्रतसेवनात्–परमाप्तप्रणीतागमविहितसंयमपालनात् ; यतो मुक्तिः कर्मक्षयरूपा, भवति; ततस्तस्या गुणभावतः— राजादिवत्प्रसादनियतप्रसादाभावेऽप्यचिन्त्यचिन्तामणिवद् वस्तुस्वभावबलात् फलदोपासनाकत्वेनोपचारात्, कर्ता स्यात् । अत एव भगवन्तमुद्दिश्याऽऽरोग्यादिप्रार्थना ।

— શાસ્ત્ર વાર્તા સમુચ્ચય, સ્યાદ્વાદ કલ્પલતા ટીકા, શ્લો. ૧૧ ની ટીકા. પ. ૧૦૩ અ.

કહેવાતી નથી કિન્તુ ગ્રાહકની કહેવાય છે તેમ નમસ્કારનુ પણ પૂજ્ય એવા નમસ્કાર્યને દાન કરવામા આવે છે તેથી તે પૂજ્યનો જ ગણાય છે અથવા 'નમસ્કાર' એ પૂજ્યની પ્રતીતિ કરાવનાર હોવાથી પૂજ્યનો ધર્મ છે જે જેની પ્રતીતિ કરાવે, તે તેનો ધર્મ છે ઘટનુ રૂપ ઘટની પ્રતીતિ કરાવે છે, માટે તેને ઘટનો ધર્મ કહેવામા આવે છે તેની જેમ 'નમસ્કાર' પણ 'નમસ્કાર્ય'ની પ્રતીતિ કરાવનાર હોવાથી, 'નમસ્કાર્ય'નો ધર્મ છે, નહિ કે નમસ્કાર કરનારનો અથવા 'નમસ્કાર'નો પરિણામ 'નમસ્કાર્ય'નુ નિમિત્ત પામીને ઉત્પન્ન થાય છે ઘટના નિમિત્તે ઉત્પન્ન થતું ઘટ-જ્ઞાન અને ઘટ-અભિધાન એ જેમ ઘટનુ કહેવાય છે, તેમ 'નમસ્કાર્ય' ના નિમિત્તે ઉત્પન્ન થનાર 'નમસ્કારનો' પરિણામ પણ 'નમસ્કાર્ય'નો જ પર્યાય માનવો વાજબી છે. અથવા નમસ્કાર કરનાર નમસ્કાર્યનુ દાસત્વ પામે છે, તેથી તે નમસ્કાર ઉપર નમસ્કાર કરનારનો અધિકાર નથી 'મારા દાસે ખર ખરીદ્યો,' એ વચનના અર્થમા દાસ અને ખર ઉભય જેમ તેના સ્વામિના છે, તેમ 'ખર'ના સ્થાને 'નમસ્કાર' અને 'દાસ'ના સ્થાને તેનો કરનાર' ઉભય 'નમસ્કાર્ય' એવા પૂજ્ય અર્હદાદિકના જ છે એ કારણે પણ નમસ્કાર, નમસ્કાર કરનારનો નથી, કિન્તુ નમસ્કાર્યનો જ છે પૂજ્ય વસ્તુ બે પ્રકારની છે: એક જીવરૂપ અને બીજી અજીવરૂપ જીવરૂપ પૂજ્ય વસ્તુ શ્રી જીનેશ્વરાદિ અને મુનિવરાદિ છે અજીવરૂપ પૂજ્ય વસ્તુ શ્રી જિનપ્રતિમાદિ અને ચિત્રપટાદિ છે" *

चंदेसु निम्मलयरा —

'ચન્દ્ર કરતા વધારે નિર્મળ' એમ ન કહેતા 'ચન્દ્રો કરતા વધારે નિર્મળ' એમ કહેવાનું કારણ એ છે કે આ વિશ્વમા એક ચન્દ્ર કે એક સૂર્ય નથી પરન્તુ અસખ્યાત ચન્દ્રો તથા અસખ્યાત સૂર્યો છે જબૂદ્વીપમા બે સૂર્ય તથા બે ચન્દ્ર છે લવણ સમુદ્રમા ચાર ચન્દ્ર અને ચાર સૂર્ય છે, ધાતકીખડમા આઠ ચન્દ્ર અને આઠ સૂર્ય છે કાલોદ સમુદ્રમા સોળ ચન્દ્ર અને સોળ સૂર્ય છે અર્ધપુષ્કરવર દ્વીપમા સોળ ચન્દ્ર અને સોળ સૂર્ય છે અને ત્યાર બાદ મનુષ્ય લોકની બહાર દરેક દ્વીપ અને સમુદ્રમા એક એક કરતા બમણા ચન્દ્ર અને સૂર્ય છે જે સર્વનો સરવાળો કરતા અસખ્યાત ચન્દ્રો અને અસખ્યાત સૂર્યો થાય છે આ સર્વ ચન્દ્રો કરતા ય શ્રીજિનેશ્વર દેવો વધુ નિર્મળ છે અને આ સર્વ સૂર્યો કરતા ય વધારે તેજસ્વી છે

સ્વયભૂરમણ સમુદ્ર એ લોકમા અસખ્યાત દ્વીપ સમુદ્રો બાદ સૌથી છેલ્લે આવેલો અસખ્યાત યોજન પ્રમાણનો મહાસમુદ્ર છે કે જે મહાગભીર છે, જેનો પાર પણ પામી ન શકાય તેવો છે શ્રી જિનેશ્વરદેવ તે સર્વ સમુદ્રોથી વિશાળ અને ગભીર હોવાથી અહીં તેની ઉપમા આપવામા આવી છે

---

* પૂ પ શ્રી ભદ્રકરવિજયજી ગણિવર્ય કૃત 'નમસ્કાર મહામત્ર' પૃ ૧૫૧-૧૫૨

[ ૭ ]

# પ્રકીર્ણક

## [ ૭ ]—૧. લોગસ્સ સૂત્રનાં પર્યાયવાચક નામો

### ( પ્રાકૃત નામો )

| | નામ | આધાર સ્થાન |
|---|---|---|
| ૧ | ચઉવીસત્થય ... ... ... | સિરિ મહાનિસીહ સુત્ત |
| | | ઉત્તરજ્ઝયણ સુત્ત પત્ર ૫૦૮ અ |
| | | અણુઓગદ્દાર સુત્ત, સૂત્ર ૫૯, પત્ર ૪૪ અ |
| | | ચેઇયવંદણ મહાભાસ, ગાથા ૫૩૭, પૃ. ૯૯ |
| | | પાક્ષિક સૂત્રવૃત્તિ, પત્ર ૭૨ આ |
| ૨ | ચઉવીસત્થય ( દંડ ) ... ... ... | યોગશાસ્ત્ર સ્વોપજ્ઞવિવરણ, પત્ર ૨૪૮ અ |
| ૩ | ચઉવીસત્થવ ... ... ... ... | નંદિસુત્ત, સૂત્ર ૪૪, પત્ર ૨૦૨ અ |
| ૪ | ચઉવીસઇત્થય ... ... ... | આવસ્સય નિજ્જુત્તિ, ગાથા ૧૦૫૬, પત્ર ૪૯૧ અ |
| ૫ | ચઉવીસજિણત્થય ... ... .... | ચેઇયવંદણ મહાભાસ, ગાથા ૩૯૯, પૃ. ૭૦ |
| ૬ | ઉજ્જોઅ ... ... ... ... | યોગશાસ્ત્ર સ્વોપજ્ઞ વિવરણ, પત્ર ૨૪૮ આ |
| ૭ | ઉજ્જોઅગર ... ... ... ... | " " " |
| ૮ | ઉજ્જોયગર ... ... ... ... | પાક્ષિક સૂત્ર વૃત્તિ, પત્ર ૭૨ અ |
| ૯ | નામથય ... ... ... ... | દેવવંદન ભાષ્ય, પૃષ્ઠ ૩૨૦ |
| ૧૦ | નામજિણત્થય ... ... ... | ધર્મસંગ્રહ, પત્ર ૧૫૮ અ |

### ( સંસ્કૃત નામો )

| | નામ | આધાર સ્થાન |
|---|---|---|
| ૧૧ | ચતુર્વિંશતિસ્તવ ... ... ... | આયારંગ સુત્ત ટીકા, પત્ર ૭૫ આ |
| | | ઉત્તરજ્ઝયણ સુત્ત ટીકા પત્ર ૫૦૪ આ |
| | | અણુઓગદ્દાર વૃત્તિ પત્ર ૪૪ આ |
| | | લલિત વિસ્તરા, પૃષ્ઠ ૪૨ |
| | | યોગશાસ્ત્ર સ્વોપજ્ઞ વિવરણ, પત્ર ૨૨૪ આ |
| | | વન્દારુવૃત્તિ, પૃષ્ઠ ૪૦ આ |
| | | દેવવંદન ભાષ્ય પૃષ્ઠ ૩૨૦ |
| | | ધર્મસંગ્રહ, પત્ર ૧૫૮ અ |
| ૧૨ | ચતુર્વિંશતિ જિનસ્તવ... ... .... | દેવવંદન ભાષ્ય, પૃષ્ઠ ૩૨૭ |
| ૧૩ | નામસ્તવ ... ... ... ... | દેવવંદન ભાષ્ય પૃષ્ઠ ૩૨૧ |

## [૭]—૨. શ્રમણ* તથા શ્રમણોપાસકની આવશ્યક આદિ ક્રિયામાં લોગસ્સસૂત્રનું સ્મરણ ક્યારે ક્યારે થાય છે?

| શ્રમણ—ક્રિયા | શ્રમણોપાસક—ક્રિયા |
|---|---|
| ૧ | ૧. સામાયિક |
| ૨ પ્રતિક્રમણ | ૨ પ્રતિક્રમણ |
| ૩ ચૈત્યવંદન દેવવંદન | ૩ ચૈત્યવંદન-દેવવંદન |
| ૪ કર્મક્ષયાદિ નિમિત્તક કાયોત્સર્ગ | ૪ કર્મક્ષયાદિ નિમિત્તક કાયોત્સર્ગ |
| ૫. ઈર્યાપથિકી તથા પ્રતિલેખના આદિ [૧] | ૫ પૌષધ (દૈવસિક, રાત્રિક, અહોરાત્રિક) |
| ૬ વિશિષ્ટ તપશ્ચર્યા[૨] | ૬ વિશિષ્ટ તપશ્ચર્યા |
| ૭ યોગોદ્વહન આદિ વિશિષ્ટ ક્રિયા | ૭ ઉપધાન તપ |
| ૮ અભિભવ કાયોત્સર્ગ[૩] | ૮ અભિભવ કાયોત્સર્ગ |
| ૯ પદસ્થોને દ્વાદશાવર્ત વન્દન કરતાં | ૯ રાઈમુહપત્તિ પડિલેહણા (રાત્રિક મુખપોતિકા) |
| ૧૦ પ્રાતઃકાલીન પૌરુષી | ૧૦ પ્રાતઃકાલીન પૌરુષી (પૌષધમાં હોય તો) |
| ૧૧ સંથારા (સંસ્તારક) પૌરુષી | ૧૧ સંથારા (સંસ્તારક) પૌરુષી (રાત્રિ પૌષધ હોય તો) |
| ૧૨ સ્થંડિલ પડિલેહણા (પ્રતિલેખના) | ૧૨ સ્થંડિલ પડિલેહણા (પ્રતિલેખના) (રાત્રિ પૌષધ હોય તો) |

૧ સો ડગલાથી બહાર ગયા બાદ, સ્થંડિલ (મલ) આદિ પરઠવવાની (પારિષ્ઠાપનિકા) ક્રિયા કર્યા બાદ, તથા ભિક્ષાચર્યાએથી આવ્યા બાદ વગેરે પ્રસંગોએ કરવામાં આવે છે તે

૨ પંચમી, એકાદશી, વીશસ્થાનક આદિ તપની આરાધનામાં કરવામાં આવે છે તે

૩ કાયોત્સર્ગના ચેષ્ટાકાયોત્સર્ગ અને અભિભવ કાયોત્સર્ગ એમ જે બે પ્રકારો છે તે પૈકી આ એક છે તિતિક્ષા શક્તિ કેળવવા માટે એ કરાય છે

* અહીં શ્વેતામ્બર મૂર્તિપૂજક સંપ્રદાયના શ્રમણો અભિપ્રેત છે

## [૭]—૩ આવશ્યક ક્રિયામાં લોગસ્સ સૂત્રના સ્મરણ તથા પ્રકટ ઉચ્ચારણનું નિયતપણું દર્શાવતું કોષ્ઠક

આવશ્યક ક્રિયા સામાયિક લીધા પછી અને મંગલ નિમિત્તે દેવવંદન કર્યા પછી જ વસ્તુતઃ શરૂ થાય છે. એ ક્રિયા છ આવશ્યક પૂરા થતાં સમાપ્ત થાય છે. આ વસ્તુને અનુલક્ષીને તે તે પ્રતિક્રમણમાં લોગસ્સ સૂત્રનું સ્મરણ તથા પ્રકટ ઉચ્ચારણનું નિયતપણું નીચે દર્શાવવામાં આવે છે :—

| | પ્રતિક્રમણના પ્રકાર | લો. સૂ. નું સ્મરણ કેટલી વાર ? | લો. સૂ.ના પાઠનું પ્રકટ પણે ઉચ્ચારણ કેટલી વાર ? | ઉચ્છ્વાસ કેટલા ? | સમગ્ર ક્રિયામાં એકંદર કેટલા લો. સૂ.નું સ્મરણ ? |
|---|---|---|---|---|---|
| ૧ | દૈવસિક (દિવસના અંતે) | ૩ | ૨ | ૧૦૦ | ૪ |
| ૨ | રાત્રિક (રાત્રિના અંતે) | ૨ | ૧ | ૫૦ | ૨ |
| ૩ | પાક્ષિક (પક્ષના અંતે) | ૪ | ૨ | ૪૭૦ | ૧૬ |
| ૪ | ચાતુર્માસિક (ચારમહિનાના અંતે) | ૪ | ૨ | ૬૦૦ | ૨૪ |
| ૫ | સાંવત્સરિક (સંવત્સરના અંતે) | ૪ | ૨ | ૧૧૦૦ | ૪૪ |

ઉપર્યુક્ત કોષ્ટક માત્ર છ આવશ્યકમાં આવતા કાયોત્સર્ગ સંબંધી છે, પરન્તુ વર્તમાનમાં ચાલુ પ્રાણાલિકા મુજબ થતી આવશ્યક ક્રિયામાં મંગલ-નિમિત્તે થતી પ્રથમ દેવવંદનની ક્રિયા તથા છ આવશ્યકની સમાપ્તિ બાદ દૈવસિક પ્રાયશ્ચિત્ત વિશુદ્ધિ તથા દુઃખક્ષય કર્મક્ષય નિમિત્તક કાયોત્સર્ગ આદિનો પણ સમાવેશ કરવામાં આવે છે. તે વસ્તુને અનુલક્ષીને કાયોત્સર્ગની તથા પ્રકટ લોગસ્સના ઉચ્ચારણની સંખ્યા વિશેષ થાય છે. જેનું કોષ્ઠક નીચે પ્રમાણે છે :—

| | પ્રતિક્રમણના પ્રકાર | લો. સૂ.નું સ્મરણ કેટલી વાર ? | લો. સૂ.ના પાઠનું પ્રકટપણે ઉચ્ચારણ કેટલી વાર ? | ઉચ્છ્વાસ કેટલા ? | સમગ્ર ક્રિયામાં એકંદર કેટલા લો. સૂ.નું સ્મરણ ? |
|---|---|---|---|---|---|
| ૧ | દૈવસિક | ૫ | ૫ | ૩૧૨ | ૧૨ |
| ૨ | રાત્રિક | ૩ | ૨ | ૧૫૦* | ૬ |
| ૩ | પાક્ષિક | ૬ | ૬ | ૬૦૮ | ૨૪ |
| ૪ | ચાતુર્માસિક | ૬ | ૬ | ૮૦૮ | ૩૨ |
| ૫ | સાંવત્સરિક | ૬ | ૬ | ૧૩૦૮ | ૫૨ |

## [૭]—૪ ચૈત્યવંદનમાં તેમજ દેવવંદનના અધિકારોમાં લોગસ્સ સૂત્રની વ્યવસ્થા

ચૈત્યવન્દનની વિધિ શ્રી પ્રથમ આચાર્ય શ્રી હરિભદ્રસૂરીશ્વરજીના ગ્રંથોમાં મળે છે, એમ આગમોદ્ધારક આચાર્ય શ્રી આનન્દસાગરસૂરીશ્વરજીનું મન્તવ્ય છે લલિતવિસ્તરામાં લોગસ્સ સૂત્રનો એ વિધિના એક ભાગ તરીકે ઉલ્લેખ છે.

દેવવંદનમાં બાર અધિકારો છે[1] તેમાં ચોથો અધિકાર લોગસ્સ સૂત્રનો છે. તેમાં નામજિનને વંદના છે.

* કામ ભોગાદિ દુસ્વપ્ન આવેલા હોય તો ૧૫૮ ઉચ્છ્વાસ પ્રમાણ સમજવું. કારણ કે તેની સ્થિતિમાં કાયોત્સર્ગ 'सागरवरगंभीरा' સુધી કરવાનો હોય છે.

1 (१) नमोत्थुण (२) जे अ अईया सिद्धा (३) अरिहंत चेइयाण (४) लोगस्स उज्जोअगरे (५) सव्वलोए अरिहंत (६) पुक्खरवरदी (७) तमतिमिर पडल (८) सिद्धाण बुद्धाण (९) जो देवाण वि देवो (१०) उज्जिंतसेलसिहरे (११) चत्तारि अट्ठ दस दोय (१२) वेयावच्चगराण



## [૭]—૫. પાંચ દંડક સૂત્રોમાં લોગસ્સ સૂત્રનું સ્થાન

નિમ્નોક્ત પાંચ દંડકસૂત્રો પૈકી લોગસ્સ સૂત્ર એ તૃતીય દંડક છે.

૧. શક્રસ્તવ (નમોત્થુણં સૂત્ર)
૨. ચૈત્યસ્તવ (અરિહંત ચેઈયાણં સૂત્ર)
૩. નામસ્તવ (લોગસ્સ સૂત્ર)
૪. શ્રુતસ્તવ (પુક્ખરવરદીવડ્ઢે સૂત્ર)
૫. સિદ્ધસ્તવ (સિદ્ધાણં બુદ્ધાણં સૂત્ર)

## [૭]—૬. લોગસ્સ સૂત્રનાં પદો, સંપદા તથા અક્ષરો

લોગસ્સ સૂત્ર ૧ શ્લોક તથા ૬ ગાથાના માનવાળું છે. તેમાં ૨૮ પદોમાં, ૨૮ સંપદા છે[2] અને અક્ષરો ૨૫૬ છે. તે નીચે મુજબ છે :—

| | | |
|---|---|---|
| પ્રથમ | શ્લોકમાં | ૩૨ |
| બીજી | ગાથામાં | ૩૯ |
| ત્રીજી | ગાથામાં | ૩૬ |
| ચોથી | ગાથામાં | ૩૫ |
| પાંચમી | ગાથામાં | ૪૧ |
| છઠ્ઠી | ગાથામાં | ૩૬ |
| સાતમી | ગાથામાં | ૩૭ |
| | | ૨૫૬ |

એક મત એવો છે કે જે લોગસ્સ સૂત્રના ૨૬૦ અક્ષરો છે એમ જણાવે છે.[3] પરંતુ તે મત દેવવંદનની વિધિમાં પ્રથમ સ્તુતિ બાદ લોગસ્સ સૂત્ર બોલાયા પછી બોલાતા 'સવ્વલોએ અરિહંત ચેઈયાણં' સૂત્રના 'સવ્વલોએ' એ ચાર અક્ષરોની ગણત્રી લોગસ્સ સૂત્ર ભેગી કરે છે[4] અને તેથી તે ગણત્રી મુજબ ૨૬૦ અક્ષરો વાજબી ઠરે છે.

---

૨. नामगयाइसु संपय, पयसम...... — દે. ભા. પૃ. ૩૨૦

૩. तत्र द्वेगतं पष्ट्यधिके नामस्तवदंडके — દે. ભા., પૃ. ૩૨૦

૪. सव्वलोए इत्यक्षरचतुष्कप्रक्षेपात्— ,,

## [૭]—૭. ચતુર્વિંશતિ જિનસ્તવ-ભાવ મંગલ

"હે ભગવન્ ! સ્તવ અને સ્તુતિરૂપ ભાવ મંગલથી જીવ કયા લાભને પ્રાપ્ત કરે છે ?"[1] એવા પ્રશ્નના ઉત્તરમા ભગવાન જણાવે છે કે–હે ગૌતમ ! સ્તવ અને સ્તુતિરૂપ ભાવ મંગલથી જીવ જ્ઞાનબોધિ, દર્શનબોધિ અને ચારિત્રબોધિના લાભને પ્રાપ્ત કરે છે અને તે રીતે જ્ઞાનબોધિ, દર્શનબોધિ અને ચારિત્રબોધિનો લાભ થતા તે જીવ કલ્પ વિમાનમા ઉત્પન્ન થવા પૂર્વક મોક્ષમા જાય છે

## [૭]—૮. કાયોત્સર્ગ આદિના સમયમાં (લોગસ્સસૂત્રનું) સ્મરણ

કાયોત્સર્ગ આદિના અને અસ્વાધ્યાયાદિના સમયમા જ્યારે વાચિક પરાવર્તના ન થઈ શકે ત્યારે અનુપ્રેક્ષાથી જ શ્રુતની સ્મૃતિ વગેરે થાય છે પરાવર્તનાથી સ્મૃતિનુ વધારે ફળ છે મન શૂન્ય હોય એટલે કે પરાવર્તનાના અર્થઆદિમા ઉપયોગ રહિત હોય તો પણ પૂર્વ-અભ્યાસના યોગે મુખ વડે પરાવર્તના સભવે છે, પણ સ્મરણ તો મનની અવહિત વૃત્તિમા જ થઈ શકે મત્ર આરાધન વગેરેમા પણ સ્મરણથી જ વિશેષ પ્રકારે સિદ્ધિ થાય છે કહ્યું છે કે —"અવરજવરવાળા સ્થાન કરતા એકાતમા જપ કરવો શ્રેષ્ઠ છે, શાબ્દિક જપ કરતા મૌન જપ અને મૌન જપ કરતા માનસ જપ શ્રેષ્ઠ છે આમ (ઉત્તરોત્તર) જપ વધારે વધારે પ્રશસનીય છે"[2]

---

१　थयथुइमंगलेण भंते ! जीवे किं जणेइ ?, नाणदंसणचरित्तबोहिलाभं संजणेइ, नाणदंसणचरित्तबोहिलाभसंपन्ने य णं जीवे अंतकिरियं कप्पविमाणोववत्तियं आराहणं आराहेइ ॥ १४ ॥

— ઉત્તરાધ્યયનસૂત્ર બૃહદ્‌વૃત્તિ ૨૯ મુ અધ્યયન પ ૫૭૪ આ

२　कायोत्सर्गादावस्वाध्यायिकादौ च परावर्तनाया अयोगेऽनुप्रेक्षयैव श्रुतस्मृत्यादि स्यात्, परावर्तनातश्च स्मृतेरधिकफलत्वं मुखेन परावर्तना हि मनसः शून्यत्वेऽप्यभ्यासवशात्, स्मृतिस्तु मनसोऽवहितत्वेनैव मन्त्राराधनादावपि स्मृत्यैव विशेषसिद्धिः, यदुक्तमपि—

संकुलाद्विजने भव्यः, सशब्दान्मौनवान् शुभः ।
मौनजान्मानसः श्रेष्ठो, जापः श्लाघ्यः परः परः ॥ १ ॥

— આચાર પ્રદીપ પ ૮૯આ

## [ ૭ ]—૯. પરિમાણ

જ્યારે એક અથવા તેથી વધારે લોગસ્સ સૂત્રનો કાયોત્સર્ગ કરવાનો પ્રસંગ આવે ત્યારે એક લોગસ્સ સૂત્રની બરાબર ચાર નવકાર (લોગસ્સ સૂત્ર ન આવડતું હોય તો) ગણવાની પદ્ધતિ વર્તમાન કાળમાં પ્રચલિત છે. શ્રી સાંવત્સરિક પ્રતિક્રમણમાં પણ ચાલીસ લોગસ્સ સૂત્ર (चंदेसु निम्मलयरा સુધી) અને તેના ઉપર એક નવકારનો કાયોત્સર્ગ કરતી વેળા, તે (લોગસ્સ સૂત્ર) ન આવડતું હોય તેને એકસો સાઠ નવકાર ગણવાના હોય છે.

એક લોગસ્સ સૂત્ર (चंदेसु निम्मलयरा) સુધી ગણવાથી પચ્ચીસ શ્વાસોચ્છ્વાસ થાય છે; જ્યારે નવકારના આઠ શ્વાસોચ્છ્વાસ ગણતાં ચાર નવકાર ગણવાથી બત્રીસ શ્વાસોચ્છ્વાસ થાય છે. આ પ્રથા ચાલુ છે. તેની અહીં નોંધ છે.

## [૭]—૧૦. તુલનાત્મક વિચારણા

(અ) લોગસ્સ સૂત્રમાં જે બોધિલાભ (आरुग्ग बोहि लाभं) અને શ્રેષ્ઠ ભાવ સમાધિ (समाहिवरत्तमं) ની યાચના કરવામાં આવી છે તે જ વાત 'શ્રી જયવીયરાય સૂત્ર' ની ૪થી ગાથામાં

..........................

समाहिमरणं च वोहिलाभो अ ।
संपज्जउ मह एअं ।
तुह नाह पणामकरणेणं ॥ ४ ॥

એ શબ્દો દ્વારા જણાવીને યાચના કરવામાં આવી છે.

'શ્રી વંદિત્તુ' સૂત્રની ૪૭ મી ગાથામાં પણ

'दिंतु समाहिं च वोंहिंच'

એ ચોથા પાદથી એ જ યાચના કરવામાં આવી છે.

'શ્રી અજિત શાંતિસ્તવ' ની આઠમી ગાથાના ચોથા ચરણમાં—

'संति मुणी मम संतिसमाहिवरं दिसउ ।'

થી પણ એ જ યાચના છે.

(આ) દિગમ્બર જૈન સંપ્રદાયના પ્રકાંડ વિદ્વાન શ્રી કુંદકુંદાચાર્યે જે 'ભક્તિ' નામની કૃતિઓ રચ્યાનું મનાય છે તે પૈકી 'तित्थयर भत्ति' માં શ્રી લોગસ્સ સૂત્રની આદ્ય ગાથા સિવાયની ગાથાઓનો ભાવ સમાવિષ્ટ થયેલો જણાય છે.

## [૭]—૧૧ અનુવાદ

લોગસ્સ સૂત્રનો અનુવાદ ગુજરાતી, મરાઠી તેમજ હિંદી ભાષામાં થયેલો જાણવામાં આવ્યો છે તે ઉપરાંત જર્મન અને અંગ્રેજી ભાષામાં પણ તેનો અનુવાદ થયેલ છે

## [૭]—૧૨. લોગસ્સ સૂત્ર અંગે માહિત્ય

લોગસ્સ સૂત્ર અંગે ઉલ્લેખો તથા વિવેચન નીચે દર્શાવેલા પ્રાચીન ગ્રન્થોમાં પ્રાપ્ત થાય છે —

| | ગ્રન્થનું નામ | ગ્રન્થકાર |
|---|---|---|
| ૧ | મહાનિસીહ સુત્ત | શ્રી સુધર્માસ્વામી ગણધર |
| ૨ | ઉત્તરજ્ઝયણ સુત્ત | ,, ,, |
| ૩ | ચઉસરણ પઈન્નય | શ્રુત સ્થવિર |
| ૪ | આવસ્સય નિજ્જુત્તિ | શ્રી ભદ્રબાહુ સ્વામી |
| ૫ | નંદિ સુત્ત | શ્રી દેવવાચક |
| ૬ | અણુઓગદાર | શ્રુત સ્થવિર |
| ૭ | આવસ્સય ચુણ્ણિ | શ્રી જિનદાસગણિ મહત્તર |
| ૮ | આવસ્સય ભાસ | શ્રી ચિરતનાચાર્ય |
| ૯ | આવશ્યકની હારિભદ્રીય ટીકા | શ્રી હરિભદ્રસૂરિ |
| ૧૦ | લલિત-વિસ્તરા | શ્રી હરિભદ્રસૂરિ |
| ૧૧ | ચેઈયવંદણ મહાભાસ | શ્રી શાન્તિસૂરિ |
| ૧૨ | યોગશાસ્ત્ર વિવરણ | શ્રી હેમચન્દ્રસૂરિ |
| ૧૩ | દેવવંદન ભાષ્ય | શ્રી દેવેન્દ્રસૂરિ |
| ૧૪ | વન્દારુ વૃત્તિ | ,, |
| ૧૫ | આચાર દિનકર | શ્રી વર્ધમાનસૂરિ |
| ૧૬ | ધર્મસંગ્રહ | શ્રી માનવિજય ઉપાધ્યાય |

## [ ૭ ]—૧૩ પ્રતિક્રમણની પીઠ અને તેનું દૃઢીકરણ

પ્રતિક્રમણના છ આવશ્યક અંગે ન્યાય-વિશારદ ન્યાયાચાર્ય ઉપાધ્યાય ભગવંત શ્રીમદ્ યશોવિજયજી મહારાજ નીચે મુજબ જણાવે છેઃ—

" પડિક્કમણાનાં છ આવશ્યક કર્મનાં નામ લિખીઈં છઈં.

૧. દોષ સંગ્રહ, ૨. આલોચના, ૩. પ્રતિક્રમણ, ૪. ક્ષામણ વિધિ, ૫. વ્રણ ચિકિત્સા, ૬. ગુણ-ધારણા.

**तेन प्रथमकर्मणि आत्मसाक्षिकदोपालोचनया दोपसंग्रहः कार्यः । यतीनां 'सयणासण'गाथया दोपसंग्रहः कार्यः।.........श्राद्धेन तु अट्ठगाथया । एतेन – प्रतिक्रमणपीठं दर्शितम् । पीठदाढ्यार्थं चतुर्विंशतिस्तवः पठनीयः ॥ १ ॥'**

**અર્થ :—**

તેથી પ્રથમ આવશ્યક કર્મમાં આત્મસાક્ષીએ દોષોની આલોચના કરવા પૂર્વક દોષ સંગ્રહ કરવો જોઈએ. સાધુઓએ 'सयणासग' એ ગાથા વડે દોષ સંગ્રહ કરવો જોઈએ. જ્યારે શ્રાવકે તો ('नाणंमि दंसणंमि अ' વગેરે) આઠ ગાથા વડે. આ રીતે પ્રતિક્રમણનું પીઠ બતાવ્યું. પીઠની દૃઢતા માટે ચતુર્વિંશતિસ્તવ બોલવો જોઈએ.

ગૂર્જર સાહિત્ય સંગ્રહ, ભાગ ૨ જો. પૃ. ૧૧૦



# તપ ઉપધાન

## શ્રી લોગસ્સસૂત્ર રૂપ શ્રુતજ્ઞાનના અધ્યયનની અનુજ્ઞા માટે ત્રિનયોપધાનની વિધિ*

"હે ગૌતમ ! એકાન્તિક, આત્યન્તિક, પરમશાશ્વત, ધ્રુવ, નિરંતર એવા સર્વોત્તમ સુખના આકાંક્ષીએ સૌથી પ્રથમ આદરપૂર્વક સામાયિકથી માંડીને લોકબિન્દુ (ચૌદમુ પૂર્વ) સુધીના બાર અંગ પ્રમાણના શ્રુતજ્ઞાનનુ કાન લક્ષ્યમા રાખીને તથા આયંબિલ વગેરે વિધિપૂર્વક ઉપધાનથી હિંસા વગેરેનો ત્રિવિધે ત્રિવિધે ત્યાગ કરીને સ્વર-વ્યંજન-માત્રા-બિંદુ-પદ તથા અક્ષર જરા પણ ન્યૂન ન આવે એવી રીતે, પદચ્છેદ, ઘોષબદ્ધતા, પૂર્વાનુપૂર્વી પશ્ચાનુપૂર્વી, તથા અનાનુપૂર્વીથી ખૂબ વિશુદ્ધ રીતે તેમજ ભૂલ્યા વિના એકાગ્રતાપૂર્વક જ્ઞાન મેળવવું જોઈએ"

ઉપરના વાક્યો દ્વારા ચરમ તીર્થપતિ શ્રી મહાવીર ભગવંત શ્રી મહાનિસીહ સુત્તમા શ્રી પંચમંગલ મહાશ્રુતસ્કંધ સૂત્ર અંગે જે નિર્દેશ કરે છે તે લોગસ્સ સૂત્રના વિનય-ઉપધાનને પણ તેટલો જ લાગુ પડે છે

તેની વિધિ દર્શાવતા તે પરમોપકારી પરમેશ્વર જણાવે છે કે —

"સુપ્રશસ્ત અને સુંદર તિથિ, કરણ, મુહૂર્ત, નક્ષત્ર, યોગ, લગ્ન અને ચન્દ્રબળ હોય ત્યારે,

જાતિ વગેરે આઠ મદ તથા આશંકાઓથી રહિત બનીને,

ભક્તિ અને બહુમાન પૂર્વક,

નિયાણા[1] વિના ત્રણ ઉપવાસ પ્રમાણ તપ કરીને, જિન ચૈત્યમા, જન્તુરહિત પ્રદેશમા, ભક્તિથી સભર બનીને, નતમસ્તકે, પ્રમુદિત રોમરાજિ, વિકસિત વદન કમળ, પ્રશાન્ત, સૌમ્ય અને સ્થિર દૃષ્ટિ, નવાનવા સંવેગથી ઉછળતા, અયંત, નિરંતર અને અચિન્ત્ય

---

*કોઈ પણ સૂત્રનુ અધ્યયન કરતા પૂર્વે તે સૂત્રનુ અધ્યયન કરવાની ગુરુ મહારાજ પાસેથી અનુજ્ઞા પ્રાપ્ત કરી જોઈએ તે સિવાય તે સૂત્રનુ અધ્યયન કરવાનો જૈન શાસ્ત્રોમા નિષેધ છે તે અનુજ્ઞા મેળવવા માટે અમુક અમુક પ્રકારના તપ તથા અમુક અમુક પ્રકારની ક્રિયાઓ નિર્ણીત સમય પર્યંત કરવાની હોય છે અને એ રીતે તે તે સૂત્રો માટે નિર્ણીત કરેલ સમય પર્યન્ત કરાતી ક્રિયા તપ વગેરેને ઉપધાન કહેવામા આવે છે લોગસ્સ સૂત્રરૂપ શ્રુતજ્ઞાનના અધ્યયનની અનુજ્ઞા મેળવવા માટે પણ આ રીતના ઉપધાન કરવા જરૂરી ગણાયા છે અને તેની વિધિ ઉપર મુજબ શાસ્ત્રકારોએ દર્શાવી છે

1 આલોક અને પરલોકના સુખોની માગણી તે નિયાણુ

